# પૈસાદારની




# જીવનનું નાટક

દુનીયા ગોળ મટોળ છે એ માટીનો ફુટબોલ છે;
(જ્યમ) ઢોલ વાગે જોરથી પણ માંહી પોલમપોલ છે.

# પૈસાદારની પુત્રી

—: યાને :—

## પ્રેમની પ્રતીમા કે:—

# ઇજ્જતનું લીલામ

( સુધારાને નામે ચાલતા દુર્ગુણોના સડાનું તાદ્રસ્ય ચીતાર
બતાવનાર કલ્પીત સંપુર્ણ નવલકથા )

લેખકઃ—રા[illegible]ભાઈ ઊમેદભાઈ પટેલ ઊતરસંડાવાળાની
પાસેથી ( હાલ મુ. વડોદરા શીયાપુરા )

સર્વહક્ક ખરીદ કરી છપાવનાર અને વેચનારઃ—
**કંચનલાલ શાન્તિલાલ [illegible] બુકસેલર**
**મુ૦ નડીઆદ**

સં. ૧૯૮૬ | આવૃતી ૧ | પ્રત ૨૦૦૦

કીં ૧-૮-૦

# અનુક્રમણીકા







ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપ્યું. અને કંચનલાલ શાન્તિલાલ બુ. બુકસેલરે નડીયાદ સ્વામીનારાયણના મંદીર પાસેથી પ્રગટ કર્યું.

# પૈસાદારની પુત્રી

—: યાને :—

## પ્રેમની પ્રતીમા કે ઇજ્જતનું લીલામ

## પ્રકરણ ૧ લું

### બળતું બુલબુલ

યૌવન બગીચો પ્રેમનો, જોઇ પુષ્પ ભમર ભરમાય છે;
પાણી ન સીંચ્યાં પ્રેમનાં, પુષ્પો ખીલ્યાં કરમાય છે.

નર્મદા નદીના કીનારે આવેલા મણીપુર નામના નગરમાં એક ધનાઢય શેઠ કે જેમનું નામ ધનપાળ શાહ હતું તેઓ વસતા હતા. તેમને ત્યાં લક્ષ્મીની રેલમછેલ ઉપરાંત બે સંતાન હતાં તેમાં એક પુત્ર તથા એક પુત્રી હતાં પુત્રનું નામ રતનલાલ તથા પુત્રીનું નામ કાન્તા હતું પણ નાનપણથી લોકો તેને તેના બાપની અથાગ સંપતિ હોવાથી કુમારી કહી બોલાવતા હતા. પુત્રની ઉમર બાવીસ વર્ષની હતી ત્યારે પુત્રીની ઉમર અરાઢ વર્ષની હતી. ઘરમાં આ બંને સંતાનોની માતા લક્ષ્મીબા સાક્ષાત લક્ષ્મીનો અવતાર હતાં પોતાના ઘરનાં માણસો તેમજ નોકર ચાકર પ્રત્યે તેમની વર્તણુંક એવી માયાળુ હતી કે સર્વ નોકરો

તેમનો પડયો બોલ ઉપાડી લેવા તત્પર રહેતા. આ સંતાનોના પિતા સદા આનંદીત અને માયાળુ હતા. પોતાનાં છોકરાંની રીતભાત સારી જોઇ શેઠ પોતાને ભાગ્યશાળી માનતા હતા. તેમજ તેમના મનને શાન્તી પણ થતી કે મારી લક્ષ્મીનો દુરપયોગ નહિજ થાય. રતનલાલ આ સાલે મેટ્રીક પાસ કરી હતી ત્યારે કાન્તાકુમારી અંગ્રેજી પાંચમા ધોરણમાં પાસ થઇ હતી. આજકાલના સુધારા પ્રમાણે ધનપાળ શાહે પોતાના ઘરમાં કેળવણી આપવા માટે પોતાના મનમાં કોઇ દિવસ અણગમો આણ્યો હોય તેમ બન્યું ન હતું.

અત્યારે મધ્યાનકાળ વ્યતિત થઇ બરોબર બે વાગવાનો સમય થવા આવ્યો હતો. રતનલાલ રવીવાર હોવાથી દુકાન પર જઇ પોતાના પિતાને હિસાબી કામમાં મદદ કરતો હતો. ત્યારે ઘરમાં માત્ર કુમારી તથા તેની મા અને નોકરો સીવાય કોઇ હતું નહિ. સર્વે જમી પરવારી આરામ માટે સૌ સૌને ઠેકાણે ગયા. ત્યારે ધનપાળ શાહના સાત માળના ગગનચુંબી મહાલયમાં ત્રીજા માળના દીવાનખાનામાં સોનાની સાંકળોથી બાંધેલો હીંચોળો હાલતો જણાતો હતો તો ચાલો આપણે ત્યાં જઇને જોઇએ કે ત્યાં શું છે.

તે દીવાનખાનામાં જતાં ચાર ખુરશી એક ટેબલ તથા દીવાલ પર કેટલાક ચિત્રોના ફોટાઓ તેમજ એક ભીતમાં જડેલા કબાટ ને આયનો જણાતો હતો. તેમજ મધ્ય ભાગમાં હીંચોળો જે સાંકળો હાલતી હતી તે સાંકળોએ જડેલો જણાતો હતો. તે

હીંચોળા ઉપર એક અરાઢ વર્ષની બાળીકા બેઠી હતી કે જેના ગુલાબી બદનનું વર્ણન કરવા આ લેખીની પણ અસમર્થ છે. માત્ર તેના મુખ પ્રતિ નિહાળતાં તે બાળીકા કંઇ આશાજનક ઉંડા વિચારમાં હોય તેવી જણાતી હતી. તેના શરીરની રગે રગમાંથી સૌન્દર્યની જ્વાળા ઝળહળી રહી હતી તે કોઇ વખત હાસ્ય કરતી તો તેના ગુલાબી ગાલોમાં ખાડા પડી તેની મુખાકૃતિની શોભામાં વધારો કરતા હતા. ત્યાં તેના શીર પર આવેલા કાળા વાળનો અંબોડો એવી તો સફાઇથી વાળેલો કે જાણે ફણીધર સાપ ફેણ માંડી આનંદમાં બેઠો હોય તેવો જણાતો હતો તેમાં વળી માથામાં ઘાલેલો ચાક જાણે મણી ન હોય તેવો ચળકતો હતો. દિન પ્રતિદિન દિવસ જતાં કુમારિકાના રૂપમાં વધારો થયા કરતો હતો. આટલી સુખ સંપત્તિ હોવા છતાં આ બાળા અત્યારે તેના મુખારવિંદ ઉપર નજર પડતાં ઉંડા વિચારમાં હોવાનું જણાઇ આવતું હતું તે શા વિચારમાં હશે તે કોઇનાથી સમજાય તેમ ન હતું કેટલોક વખત આમ વિચારમાં ગુમાવ્યા બાદ તે બાળીકા હીંચોળા પરથી ઉઠી સામે પડેલી આરામ ખુરશી પર પડી પણ ત્યાં તેને શાન્તી જેવું જણાયું નહિ. એટલામાં ચાનો વખત થયો હોવાથી દાસી આવી ટેબલ પર ચા તથા નાસ્તો મુકી ચાલી ગઇ છતાં આ વિચારશુન્ય બાળીકાને તેનું જરાયે ભાન ન રહ્યું. અરધો કલાક થયો હશે એટલામાં પાછી દાસી કપ રકાબી લેવા માટે ત્યાં આવી તો ટેબલ પર ચા તથા નાસ્તો તેમનો તેમ પડેલો જોઇ તેણે કહ્યું બેન ! ચ્હા કયારની ઠંડી થઇ ગઇ છતાં હજુ આપે કેમ પીધી નહિ. આ અવાજ

સાંભળી તરત કુમારીએ ચાનો પ્યાલો હાથમાં લઇ ઘુંટડો ભરવા લાગી. ત્યાં એકાએક તેના શરીરમાં પ્રેમનો અંકુર સ્ફુરી આવ્યો તેથી તે પ્યાલો નીચે મુકી ટેબલ પર પડેલા આલ્બામને ઉઘાડી એક પછી એક ફોટા નીહાળવા લાગી. તે કોઇ વખત એકાદ ફોટો જોઇ મોઢું મચકોડતી તો કોઇ વખત મુખ પર હાસ્ય લાવતી તો કોઇ વખત લજ્જાથી શરમાઇ નીચું જોઇ જતી આખરે તેણે એક ફોટો નીહાળી તેને ધારી ધારીને જોઇ ઉઠી હાય મારી આલ્બામ બંધ કરી નાસ્તો કરવા બેઠી પણ ત્યાં તેના નજર સમક્ષ આલ્બામમાં જોયેલી મુર્તિ જણાવા લાગી આથી તે ક્રોધીત મુખમુદ્રા કરી છણકો કરતી બોલી:—

પ્રીતમ તારા પ્રેમનું, મીઠું હું ચુંબન માગું છું,
મુજને મળે જો પ્રેમ તારો, તો જગત સર્વે ત્યાગું છું.
છું હાલ બંધન પીંજરે આ જગતના વ્હેવારથી;
જો નહિ મળુ તું મુજને તો અલગ થઇશ સંસારથી.

આમ બબડતી પાછો પ્યાલો હાથમાં લીધો ને ઘુંટડો ભરવા જતી હતી ત્યાં પાછી તે મૂર્તિ જાણે તેને પ્રેમ કરતાં અટકાવતી હોય તેવો ભાસ થવા લાગ્યો તેથી તે કપ નીચે મુકી પાછી બબડવા લાગી.

તુજ ચાહ વીણ ચા પણ, મીઠી જરી 'નહિ લાગતી;'
મારી નજર જ્યાં જ્યાં પડે, ત્યાં ત્યાં છબી તુજ આવતી.
દીનરાત તારા નામની, માળા હૃદયે જપાય છે;
દર્શન નથી ત્હારાં થતાં, (તેથી) મનડું ઘણું મુંઝાય છે.

આમ જ્યાં બોલી રહી હતી ત્યાં દાસીએ આવી કહ્યું બેન ! બેન ! કેમ તમે આજે આમ કરો છો ? ચા પણ હજુ પીધી નથી. જો જરા અમોને મોડું થયું હોય તો "**ભાંડીને ભાત પાડો.**" ને આજ આપ આમ બેચેનીમાં જણાવ છો તેનું શું કારણ. આપને માતાજી ક્યારનાં બોલાવી રહ્યાં છે. તરતજ કુમારી ઉઠી ઉભી થઇને દાસી સાથે માતાના ખંડ તરફ ચાલવા માંડ્યું. માતાના ખંડમાં પ્રવેશતાંજ માતાએ કહ્યું કેમ બેટા ! કાન્તાકુમારી ઘણી વખત બોલાવા છતાં તું આવી નહિ. કુમારીએ સમયસુચકતા વાપરી જણાવ્યું માતાજી ! હું લેમનના કામમાં ઘણી ગુંથાએલી હતી તેથી કદાચ ધ્યાન બહાર આપનું બોલાવવું ગયું હોય તેની ક્ષમા ચાહું છું. આ સાંભળી ભોળી બીચારી માતાએ સાચું માન્યું તેને ક્યાં ખબર છે કે આજકાલ કાન્તાકુમારી પ્રેમપાઠ ભણવાના કામમાં ઘણી ગુંથાએલી રહે છે, કુમારી માતાની સામે હીંચોળા ઉપર જઇ બેઠી. પણ તેના મન ઉપરથી પેલી રમ્ય મૂર્તિનો દેખાવ અદ્રશ્ય થયો ન હતો. લક્ષ્મીબાની નજર તેના મુખપર પડતાં તેઓને જણાયું કે કાન્તા આજે કોઇ ઉંડા વિચારમાં હોય તેમ જણાય છે. તેથી તેમણે પુછ્યું બેટા કાન્તા ! કોઇ દિવસ નહિ ને આજે તારૂં મુખ ઉદાસ કેમ જણાય છે શું તારી પરિક્ષા નજીક આવી તેથી હશે આ છમાસીકની પરિક્ષામાં પાસ ન થવાય તો શી હરકત છે. પણ આમ નાહક ચીંતા કરી શરીર શા માટે સુકવી નાખવું. આ સાંભળી કુમારી મન સાથે

બબડવા લાગી કે ઓ ભોળી માતા! હજુ તુ મારી ચિંતાથી અજ્ઞાત છે. આજકાલ કરતાં મારી લગભગ ઓગણીસ વીસ વર્ષની ઉમર થવા આવી છતાં હજુ સુધી હું કુંવારી છું તે વિષેની તમારી જરી નિંદ્રા ઉડતી નથી. આ છેલ્લા શબ્દો લક્ષ્મીબાનાં સાંભળવામાં આવ્યા. ચતુર માતા કુમારીનું ચિંતાનું કારણ તરતમાં સમજી ગયાં. કે ખરેખર ઉમરલાયક પુત્રી થઇ છતાં હજુ તેના વિવાહ સંબંધી કંઇ વિચાર કર્યોજ નથી તેના બાપુ ઘેર આવે એટલે તેમને સર્વ બીના જણાવી તેના લગ્ન સંબંધી તજવીજ કરાવું, આમ વિચાર કરે છે એટલામાં ધનપાળ શાહ ત્યાં આવતા જણાયા. તેમને માતા પુત્રીએ ઉભાં થઇ આવકાર આપ્યો શેઠ હિંચોળા ઉપર જઇ કાન્તાની પાસે બેઠા. ને બોલ્યા કેમ બેટા, કુમારી! તારી માતાને મળવા માટે આવી હતી. ચાલો ઠીક થયું કે મને પણ તારો મેળાપ થયો. આજે તારા મહેતાજીનો પગાર ચુકાવ્યો ને તે એમ કહેતા હતા કે આજકાલ કાન્તાબેનનું ભણવા તરફ દુર્લક્ષ જણાય છે તેનું શું કારણ શું? તને કોઇ જાતની ભણવામાં અડચણ થાય છે. જો તેમ હોય તો તે અડચણ દુર કરવી જોઇએ. આ સાંભળી ચુપ બેઠેલાં લક્ષ્મીબા બોલી ઉઠયાં. તમો તો આખો દિવસ રાત વેપારનાજ ધ્યાનમાં રહો એટલે ઘરમાં કોને શી અડચણ છે તે કયાંથી જાણો. ધનપાળ શાહે જણાવ્યું હા તે તો ખરૂંજ ને! કારણકે આજે રતનલાલ દુકાને આવ્યો ત્યારે બે ઘડી વખત મળ્યો ત્યારે એમ થયું કે લાવ કુમારીને પુછી સર્વ વાતનો

ખુલાસો કરૂં એમ ધારી અહીં આવ્યો. તેમાં તમો આટલાં ગરમ થઇ બોલો છો શું તમને ઘરમાં ખરચ ખુટણ માટે અડચણ પડી. મેં કયે દિવસે છોકરાં માટે પૈસો વહાલો કર્યો. લક્ષ્મીબા સમજી ગયાં કે શેઠે અવળો અર્થ બાંધી ગુસ્સો વહોરી લીધો તેથી તેમને શાન્ત પાડવા કહ્યું. મારૂં કહેવું તમે ન સમજ્યા હું તો એમ કહેતી હતી કે તમે રાત દીવસ દુકાનના કામમાં ધ્યાન રાખશો તો ઘરના કામ તરફ કયારે ધ્યાન રાખશો.

ધનપાળ–ત્યારે ઘરના કામમાં શું ધ્યાન રાખવું છે ?

લક્ષ્મીબા–કેમ નહિ ! જુઓ આ આપણી કુમારી ઉમર લાયક થઇ પણ હજુ તેના વિવાહ સંબંધી કંઇ તપાસ કરાવતા નથી પછી કયારે તપાસ કરાવશો.

ધનપાળ–હા ? હવે હું સમજ્યો. ખરેખર આપણે ઉંઘમાંજ ઉંઘીએ છીએ. તે સર્વ ખરૂં ? પણ આપણે લાયક એવો કયો વર છે કે ત્યાં તપાસ કરાવીએ જે જે ઠેકાણાં આપણી ન્યાતમાં મારી જાણમાં છે ત્યાં સર્વ ઠેકાણે તો **"વર હોય તો ઘર નહિ ને ઘર હોય તો વર નહિ."** એટલે તેને માટે વિચાર કરવાની જરૂર છે. શેઠે જરા પૈસાની તુમાખીમાં અકડાતાં જવાબ આપ્યો.

લક્ષ્મીબા–શું તમારે ઘરને પુજો મુકવો છે જો છોકરો સારો હોય તો ઘર તો સૌ આવી મળશે. આપણે ત્યાં શી **ખામીના છે ? પણ તમો જાણો છો—**

ખીલતી યુવાની બાળાની, સંભાળવી મુશ્કેલ છે;
બાળા થઇ વર્ષ બારની, સંભાળવી ના સ્હેલ છે.
સુખે જરી સુવે નહિ, દુઃખે પિડાતો માનવી;
નિંદ્રા જરી આવે નહિ, બાળા થઇ વર્ષ બારની.

ધનપાળ–હા તે ખરૂં હું આજે આપણા ગોરને પેલા અમરચંદના પુત્ર કંચનલાલ માટે તપાસ કરવા માટે મોકલીશ. જો કે તે આપણા કરતાં ઉતરતો ખરો પણ છોકરો ભણેલો ગણેલો દેખાવડો ને સર્વ ગુણ સંપન્ન છે જો તે થાય તો ઘણું સારૂં કારણ કે તે આપણો આડતીયો અને ઓળખીતો પણ છે. આ સાલ તે છોકરો બી. એ. માં પાસ થયો છે એટલે જો કે તેને કંઇ નહિ તો સો દોઢસો રૂપીઆની સરકારી નોકરી હાલ મળે ને આપણું ચોકઠું બેસી જાય તો આગળ ભણાવીએ તો કોઇ સારી લાઇન પર ચઢી જાય.

એટલામાં રતનલાલ ત્યાં આવી પહોંચ્યો તેને જોઇ શેઠે કહ્યું કેમ બેટા રતન ? નામુ તપાસી દુકાન બંધ કરી આવ્યો કેઃ–

રતનલાલ–હા પિતાજી ? સર્વ હિસાબ તપાસ્યો. આ માસમાં આપણે સારો નફો મેળવ્યો. એકંદર સરવાયું કંઢનાં ત્રણ હજાર ચારસો ચોવીસ રૂપીઆ આઠ આના અને છ પાઇ નફો મળ્યો. આ સાંભળી તે ખંડમાં બેઠેલાં સર્વે આનંદ પામ્યાં. માત્ર કાન્તાના મન ઉપર આનંદીત છાયા જણાઇ નહિ. આથી રતનલાલ બોલ્યો–બાપા ! આજે બેન કેમ ઉદાસ જણાય છે. કોઇ દિવસ નહિ ને આજે બેન ચિંતાતુર હોય તેમ જણાય છે.

 

ધનપાળ–હા ? બેટા ? હું તને પુછવું ભુલી ગયો. આપણા આડતીયા પેલા અમરચંદના પુત્ર કંચનલાલને તું ઓળખે છે તે ઘણી વખત તને મળવા માટે આવે છે.

રતનલાલ–હા પિતાજી ? એ તો ઘણો હોંશિયાર છોકરો છે પણ શું કરે **'રતન રાંકને ત્યાં પાકયું'** ની માફક બીચારો ભણવા માટે ઘણો પ્રયત્ન કરે છે આ સાલ બી. એ. માં ફર્સ્ટ નંબર પાસ થયો છે એટલે તેના પિતા હવે તેને આગળ નહિ ભણવતાં કોઇ સારી નોકરી શોધી નોકરી કરવા લગાડશે. મને ઘણી વખત કહેલું કે જો આપના પિતાજી મદદ કરે તો હું આગળ અભ્યાસ કરી સારી લાઇન પકડું તે કહેવાનું હું આપને વીસરી ગયો. પણ પિતાજી તેને માટે આપે શા માટે મને પુછ્યું.

ધનપાળ–ભાઇ રતન ! મેં એક વિચાર ધરાવ્યો છે કે આપણી કાન્તાનું લગ્ન તેની સાથે કરીએ તો કેવું સારૂં. કારણ કે આપણી ન્યાતમાં તેના જેવો એકે છોકરો મારી નજરમાં નથી તેમાં તારો શો અભિપ્રાય છે તે જણાવશે.

રતનલાલ–પિતાજી ? આજનો જમાનો અને સમયને અનુસરી વીચારતાં હું તેમાં કંઇ સલાહ આપી શકું તેમ છું નહિ. કારણ કે આજકાલના સુધારકો યુવાનો તેમજ બાળીકાઓ **"લવ મેરેજ"** વધારે પસંદ કરે છતા એનની ઇચ્છા મુજબ જો થતું હોય તો મને કોઇ જાતનો વાંધો છે જ નહિ. રતનલાલે પોતાનું સુધારાનું બ્યુગલ જોરથી ફુંકયું. આ બ્યુગલનો કારી કારી સમ-અવાજ સાંભળી શેઠ લાલપીળા થઇ ગયા. પછી

પહેલાં જે છોકરાંઓ માટે પોતાની અથાગ સંપત્તિને પણ તુચ્છ સમજતા હતા તે જ શેઠ અત્યારે પુત્રનાં વચન સાંભળી પુત્રને કાળ સમ જોવા લાગ્યા ને બોલ્યા:

ધનપાળ—અલ્યા રતન ? શું તને ભણાવા માટે મેં જે પૈસા ખર્ચ્યા તે શું આવી શીખામણ મેળવવા માટે જ ? તમો આજકાલના સુધારાનાં પુચ્છડાં થએલાં એટલે વહેવારની બાબતનું જ્ઞાન હોય જ નહિ.

રતનલાલ—પણ પિતાજી તમો કહો છો તેવાં લગ્નનાં કેવાં માઠાં પરિણામો આવે છે તે તમે વાંચ્યાં કે સાંભળ્યાં છે. એવાં લગ્નોમાં પાછળથી માબાપોની કીર્તી કલંકીત થાય છે. તેમ ન થાય તે માટે જ યુરોપીયન લોકોએ "લવ મેરજ" નો કાયદો પાસ કર્યો છે. અત્યાર સુધી જે સઘળું શાન્તતા ધારી લક્ષ્મીબા સાંભળતાં હતાં તે ભવાં ચઢાવી તડુકી ઉઠયાં.

લક્ષ્મીબા—કેમ અલ્યા રડયા રતનીયા ? તારામાં અંગ્રેજી લોકોની બુદ્ધિ ક્યાથી આવી. આપણી ન્યાત શી જાત શી ઘર શું. આપણાથી તે એવાં વાંદઇડા લોકોની માફક થાય ખરૂં કે ? શું ન્યાતમાં આપણું નાક કપાવવું છે. તેમ નહિ બને એતો અમે કહીએ તે ખરૂં ? આજકાલનાં છોકરાં દોઢ અક્ષર ભણ્યાં ગણ્યાં એટલે આ જ્યાં હોય ત્યાં પેલાં વાંદઇડાંની વાત આગળ ધરી. આજેજ ગોરને તેને ત્યાં મોકલાવી લગ્નનું નક્કી કરી નંખાવીએ છીએ. એટલામાં નોકરે ખબર આપી કે ગોરજી મહારાજ આ તરફ આવે છે. એટલામાં ગોરજી બારણામાં

પ્રવેશતાજ શેઠજી નમસ્કાર બા નમસ્કાર કહી ઉભા રહ્યા. બીછાનું આપ્યું. એટલે ગોરજી મહારાજ મધ્યમાં બેઠા. એટલે શેઠે કહ્યું.

ધનપાળ—કેમ ગોરજી મહારાજ આપને આજે કોઇ ઠેકાણે બહારગામ જવાનું છે ?

ગોર ના રે શેઠ સાહેબ ? ક્યાં જવાનું હોય. આ હમણાંજ બે ચાર દિવસે જઇને આવ્યો. બે ચાર દિવસથી આપના તરફ અવાયું ન હતું તે વિચાર થયો કે લાવ જરી શેઠજી તથા બાની ખબર જોઇ આવું. કરી આ તરફ આવ્યો. કેમ શેઠજી આપને પુછવું પડયું શું આપને કંઇ કામ છે.

લક્ષ્મીબા—હા ગોરજી ! ગોરાણી આ તરફ રોજ પંચભાગ લેવા આવતાં હતાં તે કહેતાં હતાં કે ગોરજી બહારગામ નાળીએર આપવા માટે ગયા છે તો તે નક્કી કરી આવ્યા કે કેમ ?

ગોરજી—(હસતા) બા ? તમે એ શું બોલ્યાં આ આપનો ગોર જ્યાં જાય ત્યાંથી પાછો આવે ખરો કે ?

ધનપાળ—(વચમાં) તો ગોરજી આજે તમો આપણા આડતિયા પેલા અમરચંદને ઓળખો છો ને ? તેમને ત્યાં જાવ ને તેમના પુત્ર સાથે આપણી કાન્તાનું લગ્ન નક્કી કરી નાળીએર આપી આવો. કેમ તમને તે પાસ છે કે નહિ

ગોર—(મોઢું મચકોડતા,) હા શેઠજી તે ખરૂં પણ ઘરનો જરી લુખો ખરો પણ છોકરો તો આપને લાયક ખરો આ સાલજ કંઇ બી. એ માં પહેલે નંબર પાસ થયો છે. ઠીક ત્યારે કાલેજ સવારમાં હું તેમને ત્યાં જઇશ. ને સાંજરે પાછો આવી ખબર આપીશ. કહી ગોરજીએ ઉઠી ચાલવા માંડયું. બાદ સર્વે

પોતપોતાને કામે ગયાં.

માત્ર કાન્તા કુમારી માતાના ખંડમાંથી નીકળી પોતાના દીવાનખાનામાં આવી પડતું નાખ્યું. ને ઉંડા વિચારમાં પડી કે શું મારી સઘળી આશાઓ નિષ્ફળ જશે. મારા મનના માનેલા હંસરાજને શું હું નહિ મેળવી શકું ગમે તેમ થાય તો પણ તેને તો મેળવીશ. વળી પાછો વિચાર આવતાં શું આખરે મારે પિતાની આજ્ઞાને આધીન થવું પડશે. હે વિભુ! એવા મારા કયા અપરાધથી મારા પર આવી અનીતિ કરી રહ્યો છે હે વિભુ જે લગ્ન માટે પિતાજીએ ગોરને મોકલ્યા છે તે ન સ્વીકારે તેવી બુદ્ધિ તેમનામાં પ્રેરજે નહિતર આખરે તારે શરણે હું આવીશ. આમ પોતાના ખંડમાં તે બબડતી હતી ત્યાં રતનલાલ બેનને મળવા આવ્યો બેનની આ સ્થિતિ જોઇ એકજ પળમાં ચતુર રતનલાલ સઘળું સમજી ગયો તેણે કુમારીને બુમ મારી. કાન્તા! કાન્તા! આ શું ગાંડાં કાઢે છે; ભણીને આખરે આજ ભણી કે? પોતાના ભાઇનો અવાજ સાંભળી કાન્તા તરત બેઠી થઇ. આ વખતે તેની આંખમાંથી ચોધાર આંસુની ધારા વહેતી હતી. તે જોઇ રતનલાલનું હૃદય પણ ભરાઇ આવ્યું ને તેની આંખમાંથી પણ નિરાશાનાં બે આંસુ વહેવા લાગ્યાં છતાં પણ તેણે હિંમત આપતાં કહ્યું બેન? આમ પહેલેથી શોક કરી દેહ બાળવી તે સારૂં નહિ સમય આવે સહુ થઇ રહેશે

પોતાના ભાઇના આશાજનક શબ્દો સાંભળી કાન્તાને હિંમત આવી ને સમજી ગઇ કે પોતાનો ભાઇ પોતાના પક્ષમાં છે એટલે જોઇતી મદદ કરશે. તેથી તેણે કહ્યું ભાઇ? જોયું

પિતાજી હાથે કરી મને દુઃખમાં નાખી પત્થર સાથે રત્ન પછાડવા તૈયાર થયા છે. હવે તેમાં દોષ કોનો ? પિતાએ જે વિચાર ધરાવ્યો છે તે હું પ્રાણાન્તે પણ ફળવા દેવાની નથી. ને પિતાજી જો એ બાબતમાં આગ્રહ કરશે તો હું પ્રાણ ત્યજીશ. ભાઇ ખરૂં પુછાવે તો હું નથી ચહાતી લક્ષ્મી ! નથી ચહાતી મહેલ ! નથી ચહાતી માળા ! માત્ર આ ભોળું હૃદય હૃદયનેજ ચાહે છે.

આ મહેલ ને માળા બધા, લાળા સમા દેખી રહી;
હૃદય ગમતો મળે મુજને, પછી પરવા જરાયે નહિ.
મમ હૃદયનો જે ચોર છે, મનથી વરી ચુકી ખરે;
જે હોય સાચાં પ્રેમીઓ, તે પ્રેમ સાચામાં મરે.

જો ? જો ? ભાઇ આ રહી તે રમ્ય મૂર્તિ કે જેણે મારૂં સર્વસ્વ લુંટી લઇ મને પ્રેમની ભીખારણ બનાવી મુકી છે.

બની છું હું દીવાની એ, મધુર મુખ નીહાળીને;
દીધું જીવન સદા જોડી, પ્રીતમ પ્યારા નીહાળીને.
ભલે કાપો અગર છુંદો, છતાં એ પ્રાણ પ્યારો છે;
તજું ના દેહ પડતાં આ, જીવન આધાર મારો એ.

ભાઈ જા ? જા ? હવે આ તારી બહેન દીવાની બની છે પ્રેમની પાગલ બની છે. તારી મર્યાદાનો ભંગ થયો હોય તો ક્ષમા ચાહું છું. કારણ કે એ વસ્તુ જ એવી છે કે સાચા હૃદયના પ્રેમીઓને મોટાં તેમજ નાનાની તુલના કરવા અવકાશ આવવા દેતો નથી. એનો પોતે આંધળો છે અને તેનું સામ્રાજ્ય જેનાપર ફેલાય છે તેને આંધળા બનાવે છે ભલે પછી પુરૂષ હો યા નારી. એક અંગ્રેજ વકતાએ પણ લખ્યું છે કે Love is

blind (પ્રેમ આંધળો છે.) જુઓ ભાઇ પહેલાં પણ કેટલાં પ્રેમીઓ એવા સાચા હૃદયનાં થઇ ગયાં કે તેઓનાં નામ યાવદ ચંદ્ર દિવાકરૌ ન ભુંસાયની મફક હાલ પણ તેમના પ્રેમની વાતો સાંભળી પાસાણ હૃદયના મનુષ્યની આંખમાંથી પણ અશ્રુ ઝરેછે. તેવા સાચા પ્રેમીઓ જો કે થોડાં હશે. જુઓ ફરહાદ અને શીરી

ફરહાદ ને શીરી જુઓ, જે સાચાં પ્રેમીઓ હતાં;
છોડયો ન તોએ પ્રેમએ, જો જગતમાં દુ:ખીઆં થતાં.
છે એ જવાહીર પ્રેમીનું, ના અન્ય પરખી એ શકે;
સાચો ઝવેરી પ્રેમનો, ઝટ પારખી એને શકે.

પોતાની બહેનનાં આવાં દ્રઢ નિશ્ચયવાળાં વચનો સાંભળી રતનલાલ વિચાર કરતો પોતાના ખંડ તરફ ગયો, ને ટેબલપર પડેલું "રાજમહેલનું રમખાણ યાને પ્રેમનું તોફાન વાંચવું અધુરેથી શરૂ કર્યું આખરે તેને પણ એમજ સમજાયું કે સ્ત્રીઓનું સાચું સ્વર્ગ સાચા પ્રેમમાંજ સમાયેલું છે. આમ પોતાની બેનના અનેક વિચાર કરતો બેઠો હતો ત્યારે બીજી બાજુ આ બળતું બુલબુલ પોતાના ભાઇના ગયા પછી પોતાના પ્રેમીને કંઇ લખવા માટે ટેબલ નજીક ખુરશી પર બેઠી. હાથમાં હોલ્ડર લીધું ને કાગળમાં કંઇ લખવા લાગી. વ્હાલા વાંચક અધીરો ન થા આ ઉત્સાહી લેખક તને સર્વ જણાવશે તે શું લખતી હતી તે ધીરજથી શાન્તી રાખી આગળ વાંચ કે તને સઘળું સમજાશે કે બુલબુલ જેવી જણાતી બાળીકાઓ સાચા પ્રેમીને માટે શું કરે છે.

# પ્રકરણ ૨ જું

## લગ્ન કે વિઘ્ન

છે લગન આ કે વિઘ્ન એ, સર્વે કહેતા જોઇને;
પરણી ઉઠયા આનંદમાં, પાછા ફર્યાં તે રોઇને.

આખી રાત્રી શાન્તિમાં પસાર થયા પછી પ્રભાકરના ચોપદાર કહો કે પ્રભાતના તપસ્વીઓ કહો તેમણે તેમના આગમનની નકીબ પોકારી અખીલ જગતને પ્રભાકરના પધારવાના સમાચાર પહોંચાડી દીધા હતા. સમય થતાં જ પશુ પક્ષી પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયાં કેટલાક ઉદ્યમી લોકો ઉઠી દાતણપાણી આદી કાર્યથી પરવારી પ્રભુનુ નામ લેતા તો કેટલાક ઘરોમાં ઘંટીઓના નાદ તથા પ્રભુ પૂજનની ઘંટડીઓના અવાજો આવતા હતા. કેટલાક વહેપારીઓ બગલમાં ચોપડા મારી હાથમાં કુંચી લઇ પ્રભુભકત કર્યાનું ચિન્હ કપાળમાં તીલક કરી જતા નજરે પડતા હતા તો કેટલીક ભાવિક ભકતાણીયો દોડતી ઠોકરો ખાતી પ્રભુદર્શનાર્થે જતી જણાતી હતી તો કેટલાક આળસુ એદીના સરદાર પથારીમાં પડયા પડયા બગાસાં ખાતા આળોટતા હતા કેટલીક પતિવ્રતા સ્ત્રીઓ વહેલી ઉઠી પતિને પુજા કરવા માટે દેવસેવાનાં વાસણો ઘસી તૈયાર કરી આપતી હતી. તો વળી કેટલીક છોકરાંઓને નવરાવી પ્રભુ ભકિત કરવા બેસાડતી જણાતી હતી તો કેટલીક મૃદુ મૃદુ વાણીથી

પતિને રીઝવતી નજરે પડતી હતી. તો કેટલીક કર્કશાઓ ધણીને ધમકાવતી છોકરાંને મારતી ગાળોના વરસાદ વરસાવતી ચાડા જેવું ડાચું લઇ બહાર કુવડની માફક ફરતી જણાતી હતી તો કેટલાક ભાવિક ભકતોના મકાનોમાંથી સુગંધીત પવન ધુપ વિગેરેની વાસ આવતી તો કેટલાક ભિક્ષુક બ્રાહ્મણો કપાળમાં ચાંલ્લો કરી ભિક્ષાર્થે જતા હતા. તેવા ખુશનુમા પ્રભાતે આપણી વાતોના ગોરજી કે જેમનું નામ કૃપાશંકર હતું તેઓ ખભે પોટલામાં નાળીએર ને ગજવામાં લક્ષ્મીનો ખડખડાટ કરતા કોઇના પર કૃપા કરવા જતા હતા. તે કયાં જતા હશે તે તે તપાસીયે. કૃપાશંકર ગામમાં કેટલાંક ફળીયાં તથા ખડકીયો વટાવી એક ખડકીના દરવાજા નજીક આવી ઉભા રહ્યા તેઓ થોડીવાર વિચાર કરી અંદર પ્રવેશ કરી એક સુંદર અને રોનકદાર મકાનના બારણા નજીક આવી પહોંચતાં અમરચંદ શેઠ અમરચંદ શેઠ કરી બુમ મારી આ વખતે અમરચંદ શેઠ પુંજામાં બેઠેલા હતા એટલે તેમનો પુત્ર કંચનલાલ બહાર આવ્યો ને તે ગોરજીને ઓળખતો હોવાથી બોલ્યો આવો ગોરજી મહરાજ નમસ્કાર કરી નીચા નમી પ્રણામ કર્યા થઇ ચુકયું. માનખાટનાર ગોરજીને જે જોઇતું હતું તે પ્રથમજ મળ્યું એટલે પોતાના મનસાથે પોતાની સઘળી કૃપા કંચનલાલ પર ઉતરી ને નાળીએર આપવું એમ મનસાથે નક્કી કરતા અંદર ગયા તો અમરચંદ શેઠ પુંજામાં હતા એટલે કંચનલાલે બીછાનું આપ્યું તે પર ગોરજી બીરાજમાન થયા. તમાકુનો ડાબડો લાવી તેમના આગળ રજુ કર્યો. એટલામાં

કંચનલાલની માતા શાન્તીબા બોલ્યાં બેટા! કમળા, ગોરજી માટે ચોકખું પણી લાવી ચા મુક માતાની આજ્ઞા થતાંજ કમળા તરત ઉઠી ને ચા મુકવાના કામમાં ગુંથાઇ એટલામાં શાન્તીબાએ ભોળા ભાવથી ગોરજીને પૂછયું ગોરજી મહારાજ નાહવા માટે પાણી મુકે. કદાચ સંધ્યા ન કરી હોય તો અહીંયાંજ કરી લેજો આમ બોલવાનું એક ખાસ કારણ હતું તે એજ કે ગોરજી ઉઠી જેવું તેવું નાહી દીવો કરી ગાયત્રી બોલતા બોલતા કપડાં પહેરતા હતા ને તે ધાંધલમાં કપાળમાં ટીલું કરવું ભુલી ગએલા તે તેમની ધ્યાન બહાર હતું એટલાજ માટે શાન્તાબાએ ઉપરનો સવાલ ગોરજીને કર્યો પણ ગોરજી મહારાજને શાન્તાબાના શબ્દોથી રૂંવે રૂંવે ક્રોધ ચઢી ગયો ને ઘડી પહેલાંનો વિચાર તત્કાળ ફરી ગયો ને કોઇ પણ ઉપાયે નાળીએર ન આપવું ને ગમે તે બાનું કાઢી શેઠને મળી ચાલ્યા જવું આમ મનમાં ભાંજગડ કરતા હતા ત્યાં કમળાએ ચ્હાનો કપ ભરી લાવી, ગોરજી મહારાજ આગળ મુકયો. કમળા હસમુખી અને જરા સ્વભાવે મશ્કરી હતી એટલે તેણે તરતજ બુમ મારી શાન્તાબાને કહ્યું શાન્તાબા! શાન્તાબા! આ જોને ગોરજી મહારાજ સંધ્યા કર્યા વિના ચા પીયે છે પુજા કર્યા સિવાય પીવાય ખરી કે? આથી ગોરજીને વધુ ગુસ્સો ચઢયો પણ શાન્તતાથી કહ્યું બેન! સંધ્યા પુજા કરી આવ્યો છું. આથી કમળાએ કહ્યું ગોરજી ત્યારે કપાળમાં તીલક નથી કર્યું તેથી મેં ધાર્યું કે જરૂરી કામ માટે આવ્યા હશે માટે માફ કરશો ગોરજીને પોતાની ભુલનું ભાન થયું ને સઘળો ગુસ્સો ચાલ્યો ગયો ને કૃપાશંકરની આખી કૃપા ઉતરી પડી. ચા પી

રહ્યા ને તમાકુ ખાવા લાગ્યા. એટલામાં અમરચંદ શેઠ પુજા પાઠથી પરવારી રહ્યા કે તરતજ ઉભા થઇ કૃપાશંકરને ભેટવા ગયા. પોતાના પર આખા ઘરની કૃપા જોઇ ગોરજીએ કહ્યું શેઠજી આજે સવારના પહોરમાં આપના હીતના માટે મારે આવવું પડયું અમરચંદે નમ્રતાથી જણાવ્યું ગોરજી, અમારૂં હીત તમો નહિ ચાહો તો બીજું કોણ ચાહે. કહો આપને મારા સરખુ શું કામ છે તે કૃપા કરી જણાવશો. એટલે કૃપાશંકરે કહ્યું જુઓ શેઠજી આપણા ધનપાળશાહ શેઠની પુત્રી કાન્તાબાનું લગ્ન આપના પુત્ર કંચનલાલ સાથે નક્કી કરવા માટે મને મોકલ્યો છે માટે આનાકાની કર્યા સીવાય આ નાળીએર લ્યો કહી નાળીએર તથા અગીઆર રૂપીઆ ચાંલ્લાના આપ્યા શેઠે તરતજ પોતાના ગોરને બોલાવ્યા ને સગાવહાલાંને બોલાવ્યા બૈરાંઓ ટોળે થયાં શુભ મુહુર્તનાં પાંચ ગીત ગાયાં સાકર વહેંચાવા લાગી બાદ શેઠે ગોરજીને જમવા માટે પાકી રસોઇ કરવાનું પોતાના ગોરને કહ્યું સર્વે આનંદ પામવા લાગ્યા આખા ગામમાં વાતો થવા લાગી કે અમરચંદ ભાગ્યશાળી કે ધનપાળશાહ જેવો વેવાઇ મળ્યો ગોરજી જમી પરવારી આવ્યા, જવા માટે રજા માગવા લાગ્યા. અખાત્રીજનું મુહુર્ત નકકી કર્યું અમરચંદે ગોરજીને પાંચ રૂપીઆ દક્ષિણા આપી ગોરજીને રૂપીઆને બદલે પાંચ મળેલા જોઇ મન સાથે અનેક વખાણ કરતા રસ્તો કાપવા લાગ્યા.

ગોરજી આવી ધનપાળ શાહ શેઠના પાસે ગયા ત્યાં સર્વ બીના કહી સંભળાવી ને સાથે જણાવ્યું કે અખાત્રીજનું મુહુર્ત

નક્કી કર્યું છે. તો હવે દિવસ થોડા બાકી રહ્યા છે માટે લગ્ન–મંડપની તૈયારી કરવા માંડો. ધનપાળ શાહે તરતજ પોતાના પુત્ર રતનલાલને બોલાવ્યો રતનલાલ આવ્યો એટલે શેઠે રૂપીયા આઠ હજાર માંડવાના ખર્ચ માટે આપવા માંડયા. પણ રતનલાલે લેવા ના પાડી. પણ ઉલટું તેની આંખમાંથી આંસુની ધારા ચાલવા લાગી. રતનલાલને રડતો જોઇ ધનજી શાહ વિચારમાં પડયા. કે રતન કોઇ દિવસ નહિ ને આજે આમ રડે છે કેમ? આ વખતે રતનલાલને ઓછું આવવાનું કારણ એજ હતું કે બેનની ઇચ્છા વિરૂદ્ધ લગ્ન થાય છે તે ભાગ્યેજ ફળદાયી નીવડશે. તે લગ્ન નહિ પણ વિઘ્ન છે. લગ્નનો દિવસ જેમ જેમ નજીક આવતો જતો તેમ તેમ કાન્તાકુમારીને પોતાનું મોત પણ નજીક જણાતું હતું. શેઠનો હુકમ થતાં હજારો નોકરો કામ કરવા માટે મચી પડયા. લગ્નમંડપની રચના એવી તો ઉત્તમ પ્રકારની બનાવી હતી કે ભલભલા કારીગરો પણ ઘડીવાર વિચારમાં પડી જાય. દરવાજામાં દાખલ થતાંજ હીરા તથા કાચની તકતીઓની કમાન બાંધી હતી. ને બંન્ને બાજુએ દ્વારપાળનાં પુતળાં બેસાડવામાં આવ્યાં હતાં તેમના હાથમાં છડી આપેલી હતી. આગળ ચાલતાં જમણા હાથપર એક કચેરી બનાવવામાં આવી હતી તેની અંદર હાંડી તકતા ઝૂમર તથા કેટલાક જોવાલાયક ફોટાઓ તેમજ રંગબેરંગી કાગળનાં તોરણો તથા ફુલોથી શણગારી હતી વધુમાં સુગંધીદાર પુષ્પોનાં કુંડાં ગોઠવી રાખ્યાં હતાં. કચેરીની સામી બાજુએ એક ફુવારો મુકવામાં

આવ્યો હતો તેની આજુબાજુ હોજની માફક ગોળ ચણતર કરી ઉપર ફુલઝાડોનું કુંડું મુકી ફૂવારો ફરતો મુકયો હતો. ને તેની ચારે બાજુ દરો ઉગેરી એવો તો રમ્ય બનાવ્યો હતો કે બે ઘડી માણસને આનંદ આપ્યા વિના રહે નહિ. ત્યાંથી આગળ ચાલતાં મંથરામાં સુંદર તોરણો ઉમદા કારીગરીનાં બાંધી મધ્યભાગમાં ઝુમર લટકાવેલું હતું તેમજ ઇલેકટ્રીકની બત્તીઓના ગોળાઓ ઠેર ઠેર મુકી મંડપ ઇંદ્રભવનસમ બનાવ્યો હતો. સર્વ જોઇ શેઠનું મન ઘણું ખુશ થયું ગામના છોકરાઓ આખો દિવસ મંડપ જોવા માટે આવજા કરી રહ્યા હતા. અત્યારે આખા ગામમાં ગરીબ ગરબાં તેમજ સર્વ કોઇને આનંદ ઉપજતો હતો. માત્ર આખા ગામમાં તેમાં વળી ધનપાળ શાહના ઘરમાં માત્ર બેજ મનુષ્યો ચિંતાતુર અને ઉદાસ જણાતાં હતાં, તે વાંચકથી અજાણ નથી એક તો રતનલાલ અને તેની બેન કાન્તા આ બંને ભાઇ બહેન એક ખંડમાં બેસી ભાગ્યના પલટાના વિચાર કરી રહ્યાં હતાં રતનલાલે કહ્યું બેન હવે આપણે કયો માર્ગ કરીશું કે જેથી આવેલી આપદા દુર થાય. જો તું તારી હઠ નહિ છોડશે તો પિતાજી આવેલા માણસોમાં આબરૂ જવાથી આત્મઘાત કરશે અને ગામમાં વાત ચાલશે કે મોટાનાં છોકરાં મોંઢે ચઢાવેલાં એટલે બાપને મરવા વખત આવી. આ સાંભળી કુમારીએ કહ્યું ભાઇ ? હવે તું જ કહે કે માર શું કરવું. માતપિતાની આબરૂ સરવવા જતાં મારા આખા જીવનની દોરી કપાય છે તેનો વિચાર સરખાય પિતાએ ન કર્યો.

જ્યાં પ્રેમ ના હોય હૃદયમાં, ત્યાં દીલ શા માટ આપવું;
જ્યાં સ્નેહ ઝરણાં ના ઝરે, ત્યાં જીવન શા માટ કાપવું.
જો પ્રેમ સાચો હોય તો, પરવા નથી ધન માલની;
હૃદયે હૃદયો જો મળે, તો મેર હોય કીરતારની.

ભાઇ હું ચોક્કસ કહું છું કે આ લગ્ન નહિ પણ યજ્ઞ છે ને તેમાં નિર્દોષ બાળાનું બળીદાન છે આમ બોલતાં બોલતાં તેની આંખોમાથી આસુની ધાર એક સરખી વહેવા લાગી. એટલામાં એક નોકર કાન્તા તથા રતનલાલને શોધતો આ તરફ આવ્યો ને રતનલાલને કહ્યું મોટાભાઇ પિતાજી આપને લગ્ન મંડપમાં બોલાવે છે આ સાંભળી રતનલાલે કહ્યું કે જા બાપાને કહે કે હાલ તે બેનને કેટલાક જરૂરી કામ માટે તેમની પાસે બેઠા છે. એટલે હાલ તુર્ત આવી શકે તેમ નથી. આ જવાબ લઇ નોકર ચાલ્યો ગયો ને શેઠને સમાચાર જણાવ્યા. આ સમાચાર સાંભળતાં જ શેઠ વિચારમાં પડયા. કોઇ દિવસ નહિ ને આજે રતનલાલ આવો જવાબ આપે એ અસંભવિત છે. હશે હમણાં આવશે. આમ મન વાળી બેસી રહ્યા. ત્યાં ટપાલ વાળો કેટલાક કાગળો લઈ લગ્ન મંડપમાંથી રતનલાલના તરફ જતો હતો ત્યાં શેઠે પૂછ્યું ભાઇ મોતીલાલ કોના કાગળો છે એટલે મોતીલાલે કહ્યું રતનલાલ તથા કાન્તા બેનના છે. પોસ્ટમેને કાગળો સીપાઇને આપ્યા એટલે સીપાઇએ રતનલાલને આપ્યા. તેમાંથી તે પોતાના કાગળો કાઢી લઇ બાકીના કાન્તાને મોકલાવ્યા કાન્તા એક પછી એક કાગળો ઉથલાવા લાગી પણ એકે

કાગળ તેને ઠીક લાગ્યો નહિ પણ એક કાગળ તેના હાથમાં મુંબઇના શીક્કાવાળો આવ્યો તે હાથમાં લઇ તેને ચુમી, તેને ફોડયો, તેની અંદરથી એક નાનો કાગળનો ટુકડો નીકળ્યો ને તેને તે વાંચવા લાગી. તેમાં નીચે પ્રમાણે હતું.

પ્રિય કાન્તા કુમારી,

આજે ઘણા સમયને અંતે સાચા હૃદયના ઉભરાને તારા ચક્ષુ સમક્ષ ખાલી કરવાના ઉદ્દેશથી તારાં ચપળ નયનોને તસ્દી આપવાનું સાહસ કરૂં છું આજકાલના વાતાવરણ પરથી મને એમ જણાયું છે કે હવે તું મારો પ્રેમ તજી કોઇ સુભાગી સાસુ સસરાની ગોદમાં ભરાઇશ ને તારા પિતાએ પસંદ કરેલા તારા પ્રિયતમના પ્યારમાં આ સાચા હૃદયના રમણને વિસારી દઇશ. ભલે તું ગમે ત્યાં હોય પણ આ નિર્દોષ પંખીડાને તારા પ્રેમ પીંજરથી ઉરાડવા શબ્દરૂપી કાંકરી કે ક્રોધરૂપી ખંજરથી તેના બળતા જીગરના ટુકડા ન કરીશ. નહિ! જો કે આજદિન સુધી આપણો પ્રેમ માત્ર પત્ર રૂપેજ હતો તે હવે તે થોડા દિવસમાં નષ્ટ થશે એમ હું સમજી શકયો છું. હવાની લહેરમાં આશાના કિલ્લાઓ ચણવા તે પસ્તાવાના રૂપેજ આખરે દુઃખના ડુંગર સમાન જણાય છે તારા વચનના વિશ્વાસે મેં મારૂં જીવન નષ્ટ કર્યું! આખરે મારે પસ્તાવા વખત આવ્યો. તું જ્યાં હોય ત્યાં સુખી રહેજે એવી મારી હૃદયની અંતિમ આશા છે. એજ

લી૦ તારો કમભાગી રમણ

આખો કાગળ પૂર્ણ વાંચતાંજ કાન્તાની આંખોમાં શ્રાવણ

ભાદરવો ચાલી રહ્યો ને તેનાથી મોટેથી રડાયુ, આ સાંભળી રતનલાલ ત્યાં દોડી આવ્યો ને બોલ્યો શું બેન આમ આખો દિવસ રડયા કરવાથી શું વળવાનું છે. આ સાંભળી કાન્તાએ કહ્યું ભાઇ ? હવે આ તારી બેન સદાને માટે રોયાજ કરશે જો જેને મારૂં હૃદય અપાઇ ચુકયું છે તેનો આ આખરનો પત્ર રતનલાલે પત્ર હાથમાં લેતાંજ અક્ષર ઓળખી શકયો. પત્ર પુરો વાંચ્યો. રતનલાલ સમજી ગયો કે બેન રમણને ચાહે છે જો તેની સાથે લગ્ન થાય ને તે બેનનું માગું સ્વીકારે તો તો અમારાં મહદ્ ભાગ્ય. રમણલાલના પિતા જો કે મુંબઇમાં એક કોટયાધિપતિની ગણતરીમાં ગણાય છે. બ્હેન ! તેં જે માછલું તારી જાળમાં પકડયું છે તે ખરેખર અમને ખુશ થવા જેવું છે પણ શું કરવું. પોતાના ભાઇના મુખથી આવાં વચન સાંભળી પોતાનો ઉદ્વેગ શાંત પડતો જણાયો. આમ વિચાર વાટીકામાં ભાઇબેન ગુંથાયાં હતાં ત્યાં લક્ષ્મીબા આવી પહોંચ્યાં ભાઇબેનનાં મુખ ઉદાસ જોઇ લક્ષ્મીબા વિચારમાં પડયાં કે ખરેખર આ લગ્નથી બન્ને નારાજ છે પણ હવે કરવું શું ? થયું તે થયું. એટલામાં એક નોકરે આવી ખબર આપી કે શેઠજીની તબીયત નાદુરસ્ત હોવાથી દાકતરને બોલાવવા માટે જણાવે છે. રતન તરતજ મોટર લઇ દાકતરને બોલાવવા માટે ગયો. દાકતર આવી પહોંચ્યા શેઠજીના શરીરને તપાસ્યું. તો દાકતરને જણાયું કે શેઠજીને બહુ વિચારને અંતે આ પરિણામ થવા પામ્યું છે. દાકતરે આરામ થાય તેવી દવા આપી, પણ કંઇ આરામ જેવું

જણાયું નહિ પણ ઉલટી વધારે પ્રગતિ બગડવા માંડી. આમ કરતાં લગ્નના માત્ર સાતજ દિવસ બાકી રહ્યા હતા હવે લગ્નનું શું કરવું તે કોઇને સમજાતું નહિ આ બાબત શેઠને પુછવામાં આવતું તો તેઓ લગ્ન કરી નાખવા કહેતા. ને સાથે એટલું પણ કહેવા ચુકતા નહી કે મારી હયાતીમાં લગ્ન થાય તો ઘણું સારૂં મારી આટલી ઇચ્છા પુર્ણ થાય તો ઘણું સારૂં. આ સાંભળી સર્વેની આંખમાં આંસુ પડવા લાગ્યાં રતનલાલે રડતાં રડતાં કહ્યું પિતાજી આપની તબીયત સારી થયા પછી લગ્ન થાય તો ઘણું સારૂં. આમ વાત ચાલતી હતી ત્યાં કુમારીએ ઉઠી પોતાના ખંડમાં જવા માંડયું. ત્યાં તેણે એક કાગળ લખવા માંડયો તે નીચે મુજબ હતો.

પ્રિય રમણઃ—

વ્હાલા રમણ તું વાંચજે, આ પ્રેમ પત્રિકા નથી;
તુજને મળીશ ના જગતમાં, ઉપાય આદરતાં મથી.
ધારી હતી મેં **આશા**[1] જે, તે **આશા** મારી તો ગઇ;
આ પત્ર મળતાં જાણજે, કે દેહની છે રાખ થઇ.
વ્હાલા હવે વિચારમાં, દિવસ નહિ વિતાવજે;
જો હોય મુજ પર વ્હાલ તો, બે સ્નેહ અશ્રુ સારજે.
આ ગાય જેવી બાળકી પર, પિતા કસાઇ થાય છે;
પોષક બન્યો શોષક તહીં, આ પ્રાણ મારો જાય છે.
ઝુરી મરૂં દીન રાત હું, તુજ રટણ કરતી સ્વપ્નમાં;

---

૧ આશ=માશુક

ના લેશ પણ ખાવું ગમે, ના નિંદ પણ છે નયનમાં.
આભુષણો સર્વે સજું, પણ બેડીઓ સમ લાગતા;
ઝુલઝુલ આ બળતું રહે, તુજ પ્રેમ હૃદયે જાગતાં
બાંધ્યા હતા કિલ્લા હવામાં, આશ ધારી મેં ઉરની;
પણ ના ખબર મુજને પડી, ચઢતા નદીના પુરની.
ધાર્યું પિતાએ લગ્ન જે, તે લગ્ન નહિ પણ યજ્ઞ છે;
યાહુતી ધૃતની જ્યાં થશે, ત્યાં બાળકીનો ભક્ષ છે.
છે ભાઇ મારો પક્ષમાં, કરશે મદદ જો મુજને;
તો તો જરૂર આવી મળીશ, વ્હાલા રમણ હું તુજને.

એજ. લી૦ તારી હતભાગીની
**કાન્તાકુમારી**

કાગળ લખી તેણે ટપાલમાં રવાના કર્યો બાદ એકલી પોતાના ખંડમાં આંટા મારતી હતી. એટલામાં સામે કોઇ ગાડીમાં બેસી મેમાન આવતો હોય તેવું જણાયું. ગાડી આવી દરવાજા નજીક ઉભી રહી ગાડીમાંથી બે મહેમાન ઉતર્યા તેમને જોઇ કાન્તા આનંદમાં આવીને બોલી ઉઠી "**એ તો એજ**" આમ અચાનક કેમ આવ્યા હશે ? તે શંકા થવાનું કારણ નથી. કારણ કે ધનપાળ શેઠે તેમને લગ્નમાં આવવા માટે કંકોત્રી લખી હતી ને ચાર દિવસ પહેલાં તેડાવ્યા હતા. તેથી તેઓ અત્યારે આવ્યા હતા. ગાડીમાંનો સર્વ સામાન ઉતારી ઘરમાં મુકયો ને રતનલાલ તથા રમણ બંન્ને વાત કરતા મકાનમાં ગયા. એટલામા રતનલાલે કુમારીને બોલાવા

માટે મોકલ્યું. કુમારી આનંદિત થતી ત્યાં આવી. પોતાના પ્રાણ-પ્યારાને આવેલા જોઇ એક વખત લજ્જાથી શરમાઇ નીચું જોઇ રહી પછી પાછી ચાલી ગઇ ને પોતાના ખંડમાં જઇ પોતાના ભાઇ સાથે થતી વાતચીત સાંભળવા માટે ભીંતે કાન માંડી સાંભળવા લાગી. પ્રથમ બંન્નેએ થોડી ઘડી વેપાર વિગેરેની વાતચીત કરી પછીથી રતનલાલે બહેનના લગ્નની વાત રમણને જણાવી સાથમાં કુમારીનો પ્રેમ તમારા પર વિશેષ છે તે જણાવવા ચુકયો નહિ. આ સઘળું સાંભળી રમણની આંખમાં પણ આંસુની ધારા વહેવા લાગી. એટલામાં નોકરે આવી ચા તથા નાસ્તો ટેબલપર મૂકયાં. બન્ને મિત્રોએ નાસ્તો કરવો શરૂ કર્યો. નાસ્તો કરતાં કરતાં કુમારીનો શો વિચાર છે તે જાણી લીધો.

રતનલાલ–વિચારમાં ને વિચારમાં પિતાજી માંદા પડ્યા. ને લગ્નના દિવસ હવે નજીક આવવા લાગ્યા.

રમણ–ભાઇ તમો તો આપણી એજ્યુકેટેડ લાઇનને જાણો છો આપણી લાઇનવાળા લવ મેરેજ સિવાય બીજા લગ્ન કેમ કરી પસંદ કરે.

રતનલાલ–હા તે ખરૂં પણ આપણી ન્યાત કયાં તપાસે છે ભલે ગમે તેમ થાય પણ માબાપ જે લાકડે માંકડું વળગાડી આપે તે ખરૂં.

રમણ–પણ તેવાં જોડાં તમે સુખી થયાં સાંભળ્યાં છે.

રતનલાલ–ના તેવાંના કાંઇ રગડા રોજ પેપરોમાં આવ્યા જ કરે છે.

રમણ—ચાલો ત્યારે આપણે પિતાજીની તબીયત જોઇ આવીએ. આમ બોલી બન્ને ઉઠી ચાલવા લાગ્યા. જેવા તે બહાર નીકળવા જતા હતા તેવીજ સામેથી કાન્તા આવતી જણાઇ કાન્તાએ રમણને જોઇ સ્મીતહાસ્ય કરી નયનશર માર્યું. આથી રમણ ઘાયલ થયો. આમ ઘવાયલા હૃદયે રમણ તથા રતન અને કાન્તા સર્વે ધનપાળશાહ પાસે આવ્યાં. શેઠની તબીયતમાં વધારો થયો હતો દાકતર પણ હાજર હતા આ વખતે દાકતરની ખાત્રી થઇ હતી કે શેઠ હવે લાંબો વખત ગુજારી શકશે નહિ. આમ પોતાના મન સાથે વિચાર કરે છે ત્યાં શેઠજીનો આત્મા આલોકની યાત્રા પુર્ણ કરી પરલોકગમન કરી ગયો થઇ રહ્યું લગ્નમાં વિઘ્ન આવી ઉભુ રહ્યું. ગામમાં જેને ફાવે તેમ બોલવા લાગ્યા કે કાન્તાએ પોતાના મનપસંદ લગ્ન નહિ થવાથી છુમંતર કરાવી પિતાનો જીવ લીધો કોઇ કહે મુઠ મરાવી. કોઇ કહે કે છોકરીની ચિંતામાં શેઠે આપઘાત કર્યો. આમ લોકવાયકા ઉડવા લાગી તો આપણે પણ ચાલોને આંગળ લગનનું શું થાય છે તે તપાસીયે.

---

# પ્રકરણ ૩ જું

## માંચરાની મુશીબત

પ્રથમ ગ્રાસે મક્ષીકા, આ ઘાટ તેવો છે થયો,
અપશુકન થયા લગ્નમાં, ના સુખીયો સંસાર થયો.

આજે પ્રભાતના પ્હોરમાં શહેરમાં હાહાકાર વર્તાઇ ગયો. કારણ કે લગ્નના થોડા જ દિવસ બાકી હતા ત્યાં ધનપાળશાહ શેઠ મરણ પામ્યા એટલે હવે જે વાજાંની ગાજવીજ તથા દારૂખાનાની જોવાની મઝા પડત તે નષ્ટ થઇ આજે શેઠને પાંચ દિવસ થયા હતા સર્વેના મનમાં ચિંતા થયા કરતી હતી પણ શું કરવું આવ્યું કાર્ય કાઢયા સિવાય છુટકો નથી.

આજે અખાત્રીજનો દિવસ હતો સવારમાં જાન આવી હતી. પણ જાનમાં કોઇને ખબર ન હતી કે શેઠના મરણને આજે આઠ દિવસ થયા છે. જાન આવ્યાની ખબર માંડવે આવી એટલે સર્વેએ સામૈયાની તૈયારીઓ કરવા માંડી પણ ગામમાં કંઇ ધામધુમ કે વાજાંનો શોર સંભળાતો ન હતો આથી અમરચંદના મનમાં વિચાર આવ્યો કે ગામમાં શુન્યશામ જણાય છે સામૈયુ લઇ રતનલાલ તથા રમણલાલ આવ્યા સામૈયુ થયું પણ ધનપાળશાહ જણાયા નહિ આથી અમરચંદે રતનલાલને પૂછ્યું ભાઇ! શેઠ કેમ જણાતા નથી. સમયસૂચકતા વાપરી રતનલાલે જવાબ આપ્યો કે તેમને જરૂરી કામ આવી પડવાથી તેઓ જાતે બહારગામ ગયા હતા તે હજુ આવી પહોંચ્યા નથી ધાર્યું કરી આજ રાત્રે કે કાલે આવી પહોંચશે. આ સાંભળી અમરચંદના મનમાં વેપાર પર જરી તીરસ્કાર ઉપજ્યો ને બબડ્યા બળ્યો આ વેપાર આવા લગ્ન જેવા પ્રસંગે ન હોય ત્યાંથી. કામ જાગે. રાત્રી પડી જાન જમવા માટે આવી સર્વે જમવા બેઠું મંડપની શોભા અતિ ઉત્તમ હોવા છતાં પણ તે નિસ્તેજ જણાતું

હતું જમવાને માટે ટાટ પીરસાયા. સર્વ જમતા હતા ત્યારે બીજી બાજુ કાન્તા કુમારી તથા રમણલાલ આનંદસાગરમાં રમતાં હતાં. તેમનો પણ આજે પ્રેમનો પ્રથમ પાઠ શરૂ થયો હતો થઇ ચુક્યું, પ્રેમી પંખીડાં આજે પ્રેમ સાગરમાં સ્નાન કરી ચુક્યાં હતાં.

પ્રેમ હીંચોળે પંખીડાં બેસી કરતાં પાન
હૃદય હૃદયને જો મળ્યું, ભુલ્યા દેહનું ભાન;
રસરંગમાં રસબસ બની, અર્પણ કરી છે દેહ.
છુટાં ના પડશું કદી, આપ્યું વચન છે એહ.

આમ રસધારાના વહેતા પ્રવાહમાં ઘણા દિવસનાં આશાવાદી પંખીડાં સ્નાન કરી રહ્યાં હતાં ત્યાં નોકરે આવી ખબર આપી કે રમણભાઇ, રતનલાલ શેઠ આપને જમવા માટે બોલાવે છે એટલે રમણલાલે ઉઠી ચાલવા માંડયું. હવે માત્ર કુમારી એકલીજ પોતાના ખંડમાં રહી એટલે દાસીએ આવી ખબર આપી કે બેન માંયરામાં બેસવાની તૈયારી કરો લુગડાં ઘરેણાં પહેરી તૈયાર થાઓ કહી તે દાસી વિદાય થઇ દાસીના ગયા પછી કાન્તા બબડી શી તૈયારીઓ કરવાની છે જે કરવા માટે તૈયારીઓની જરૂર હતી તે તો થઇ ગયું. માત્ર હવે અહીંથી પલાયન કરવાની તૈયારી કરવાની બાકી છે. પણ તેમ કરવામાં મારા ભાઇને અગાધ દુઃખ થશે. માટે હવે તો શરીર લગ્ન કર્યા સિવાય છુટકો નથી. પણ એટલામાં જો વ્હાલા રમણ આવે તો ઘણું સારૂં. એટલામાં ત્યાં રમણ તથા રતનલાલ તે તરફ આવતા જણાયા. રતનલાલ રમણને મૂકી પોતાને કામે

ચાલ્યો ગયો. કારણ કે તે તેમના પ્રેમની વાત જાણતો હતો. તેથી ચાલ્યો ગયો. રમણે કુમારીના ખંડમાં આવી કાન્તાનો લખેલો કાગળ બતાવ્યો. કાગળ જોઇ કાન્તા હસી પડી રમણે સ્નેહથી આલિંગન આપી પોતાના સ્નેહમાં વધારો કર્યો. આમ પ્રેમાલીંગનમાં કુમારીને માંયરાની વાત યાદ ન રહી. એટલામાં દાસીએ આવી માંયરામાં પધારવા માટે જણાવ્યું. કુમારી પહેરેલાં વસ્ત્રો સાથેજ માંયરા તરફ ચાલવા માંડયું. વાંચકને કહેવાની જરૂર નથી કે તેણે હલકાં લુગડાં નહિ પહેરતાં ઉત્તમ વસ્ત્રો પહેર્યાં હતાં કારણ કે આજે તેના મનની ઇચ્છા પુર્ણ થઇ હતી તેને જે લ્હાવો ઉત્તમ વસ્ત્રો પહેરી લેવાનો હતો તે લ્હાવો રમણ સાથે લઇ ચુકી હતી. માટે હવે જગતને બતાવવાનું લગ્ન કરવાનું બાકી હતું. તે માંયરામાં આવી બેઠી. બ્રાહ્મણોએ મંત્રોચ્ચાર કરવા માંડયા. તેમાં કેટલાક સ્પષ્ટ અને કેટલાક અર્ધ સંભળાતા હતા. તેમાંના કેટલાક "સમે વર્તે સાવધાન" "વરકન્યા સાવધાન" આ સાંભળતાંજ કાન્તાએ વિચાર્યું કે ગોરજી કહે છે તે ખરૂં છે કારણ કે તે સાવધાન થવાની સુચના આપે છે. એટલામાં ગોરજી મંગળફેરા ફેરવવા તૈયારી કરવા લાગ્યા. ત્યાં બૈરાંએ ગાવું શરૂ કર્યું.

કોણ કોણ શોધવા ગયું તું મોટાંની કુંવરી
દાદા શોધવા ગયાતા મોટાંની કુંવરી
કાળો શોધી લાવ્યા મોટાંની કુંવરી
દીલ ચાહે તો પરણો મોટાંની કુંવરી
નહિ તો ઉઠી આવો મોટાંની કુંવરી

છેલ્લી લીટી સાંભળી, કાન્તા ઉઠી ચાલવા માંડી આથી ગોરજી બોલ્યા બ્હેન કયાં જાઓ છો. આ વખતે સમયસુચકતા વાપરી કાન્તાએ કહ્યું મારો જીવ ગભરાય છે ને મને ચક્કર આવે છે મારાથી હવે બેઠાં કે ઉભાં રહી શકાશે નહિ આથી સર્વેને અજાયબી થઇ કે એકાએક બેનને આ શું થયું. લગ્નમાં આવેલા સર્વે ટોળે મળ્યા ચોરીમાં માત્ર વર અને ગોરજી બેસી રહ્યા હતા. કેટલાક બોલવા લાગ્યા કે કુમારીને ચક્કર આવે છે કોઇ કહે કે તેને પરણવું નથી માટે ઢોંગ કરે છે આમ અનેક વાતો ચાલવા લાગી રતનલાલ તો સમજી ગયો કે કાન્તાએ પુરૂ નાટક ભજવવાનો વિચાર કર્યો જણાય છે. તેણે અમસ્તી અમસ્તી બુમો પાડવા માંડી. તે એટલે સુધી કે સાંભળનાર પણ વિસ્મય પામી જતા. કેટલાકે કહ્યું કે તેને વળગણ થયું છે માટે કોઇ ભુવાને બોલાવી તેના વળગણને કઢાવો તો તેને સારૂં થાય આમ લોકવાયકાને માન આપી રતનલાલે જણાવ્યું કે જે કોઇ બેનને સારૂં કરશે તેને મોં માગ્યા પૈસા આપીશ. આ સાંભળી કેટલાક જોશી જોગીડાઓ લક્ષ્મીની લાલચથી લોભાઇ તે કામ પુર્ણ કરવા માથે લીધું એક ભુવો હાથમાં ચપ્પુ તથા લીંબુ લઇ ત્યાં આવી કુમારી પર વારીવારી કાપવા લાગ્યો હાથમાંના ચપ્પુને કંઇ પાનાંનો રસ લગાડેલો હોવાથી લીંબુમાંથી લોહીના જેવો રંગ નીકળવા લાગ્યો. એટલે સર્વે બોલી ઉઠયા કે જરૂર બેનને વળગાડ વળગ્યું છે. આવું સાંભળી ભુવાને પણ નવો જુસ્સો આવ્યો અને પોતાની બડાઇ મારવા લાગ્યો અરે! આમ પડીના

છટ્ઠા ભાગમાં તેને કબજે કરી નાખું છું. કહી તેણે કુમારીનો હાથ પકડવા પોતાનો હાથ લંબાવ્યો. કે તરતજ કુમારી બોલી અલ્યા ભુવા શું તું મારૂં ભૂત કાઢવા આવ્યો છે! હા. મને ભૂત વળગ્યું છે પણ તે તારાથી નહિ ખસે. માટે નાહક આ ઢોંગ તજી તારાં બૈરાંછોકરાંની દરકાર હોય તો ઘર ભેગો થઇજા. આવું સાંભળી ભુવે ઉઠી ચાલવા માડયું રતનલાલે તેને પૂછયું કેમ ભાઇ બેનને સારૂં થયું એટલે ભુવે કહ્યું ભાઇ છે તો વળગાડ પણ કોઇ ભારે ભણકારે કરેલું છે. માટે તેને તો જો તેના માથાનો મળે તોજ તે જાય. એટલે રતનલાલે કહ્યું ત્યારે શું તમારાથી નહિજ જાય પોતાની આબરૂ જતી જાણી ઢોંગી ભુવે આબરૂ બચાવવા ખાતર જણાવ્યું કે શેઠજી તેવાંને તો અમે કંઇ ઠેકાણે કરી નાંખ્યાં તેમ આને પણ ઠેકાણે પાડવા માટે સાત દીવસ અમારે સાધના કરવાની જરૂર છે આઠમે દીવસે તો તેને જડમુળમાંથી બાળી ખાખ કરી નાખીશ કહી કંઇ પણ સાંભળવા ઉભો ન રહેતાં ઘરનો રસ્તો માપવા લાગ્યો. આવી રીતના ઘણા ભુવાઓ આવી ગયા પણ કોઇ કાન્તાના ભુતને કાઢી શકયું નહિ. આખરે ગોરજીએ પોતાનું ઘરગોટકો કાઢી જણાવ્યું કે કુમારીની છબી સાથે મંગળફેરા ફરાવી હાલ મુહુર્ત સાચવી લઇએ, એટલે તે પ્રમાણે છબી સાથે લગન કરવામાં આવ્યું. ભટજીનો તો કાયદો હોય છે કે "વર મરો કે કન્યા મરો, પણ ભટજીનું તરભાણું ભરો"ની માફક દક્ષિણા જતી જોઇ છબી સાથે લગન કરી નાખ્યાં પોતાને મન ગમતા પૈસા પડાવી તે સર્વ ગોરાણીને

આપી બીજી વધુ મેળવવાની આશા ધારી તેઓ કાન્તાના ખંડ તરફ જવા લાગ્યા. વરનો બાપ વિચારમાં પડયો કે આ સઘળું શું ધાંધલ છે તે કંઇ સમજાતું નથી. માટે લાવ આની તપાસ કરૂં કહી બહાર નીકળ્યા તો એક પંદર અઢાર વર્ષનો છોકરો બહાર ફરતો હતો તેને પુછયું. ભાઇ આ કોને ત્યાં લગ્ન છે એટલે પેલા અજાણ છોકરાએ જણાવ્યું કે આતો અમારા ગામના ધનપાળશાહ શેઠની પુત્રી કાન્તાકુમારીનું લગ્ન છે પણ તે બીચારી છોકરીનો બા........પ કહી તે છોકરો રડી પડયો આથી અમરચંદ વેમાયા ને છોકરાને શાન્ત પાડી પુછયું ભાઇ જે હોય તે સત્ય કહે. શું તે છોકરીના બાપ લગ્નમાં બહારગામ છે. એટલે છોકરે શેઠને કહ્યું શેઠ સાહેબ બીચારા ધનપાળશાહ લગ્ન પહેલાં મરી ગયા તેમને મરી ગયે આજે આઠ દહાડા થયા છે. તેથી શુન્યશામ જણાય છે ને તેમના મરણના અગતથી આ છોકરીને અત્યારે આમ થવા પામ્યું છે આ સાંભળી અમરચંદની આંખોમાંથી આંસુની ધારા ચાલવા લાગી ને મોટેથી રડાઇ જવાયું કેટલાક જાનના માણસો ટોળે મળ્યા આવતા જતા લોક અમરચંદને રડતા જોઇ પુછવા લાગ્યા. એટલામાં તેમના ભાઇ ઓઘડશા આવી પહોંચ્યા ને પોતાના ભાઇને રડતો જોઇ પુછવા લાગ્યા ભાઇ શું તમોને કંઇ આપલેમાં ઓછુંવતું પડયું તે આમ ફજેતી કરવા બહાર બેઠા છો ? હશે આપણો છોકરો પરણી ઉઠયો એટલે બસ બધુંય મળી રહેશે. હજુ ઓઘડશા અજાણ છે જાણી અમરચંદે કહ્યું.

અમરચંદ—ભાઇ તમને શું કહું તમે જાણુશો તો તમો પણ રડશો.

ઓઘડ—એવું તે શું છે શું ? વેપારમાં ખોટ ગઇ શા કારણથી આપ આમ રૂદન કરો છો.

અમરચંદ—ભાઇ ! બળ્યો વેપાર વેપારમાં ખોટ જાય તો ફરીથી કમાવાય, કહેતાં જીભ ઉપડતી નથી આતો આબરૂ ગઇ. આબરૂ એં...એં...એં......

ઓઘડ—શું શેઠની પુત્રી કોણી કુબડી છે ?

અમરચંદ—અરે તે હોય તો પણ હું પાલવું વધુતો શું કહું પણ શેઠ ધનપાળ શાહ...કહી પાછું રડવું શરૂ કર્યું.

ઓઘડ—શું ધનપાળશાહ નથી તેથી, તેથી કંઇ વાંધો હશે તો આવશે ત્યારે નીકાલ થશે છોકરાં શું સમજે.

અમરચંદ—કોણ આવશે ! શેઠ હવે તો આવશે ? એ તો મરી ગયા.

ઓઘડ—ત્યારે શું તેઓ ત્યાંથી પાછા નહિજ આવે ! અહીં બધો વેપાર મુકી તેઓ ત્યાંજ રહેશે.

અમરચંદ—અરે ભલા ભાઇ આજ આઠ દિવસ થયાં તેઓ ગુજરી ગયા, પણ આપણને જણાવ્યું નથી.

ઓઘડ—ભાઇ આવું ન બોલો તમને કોણે કહ્યું, રતનલાલ તો કહેતા હતા કે બહાર ગામ ગયા છે. તો કદાચ તમારા

સાંભળવામાં ભૂલ થઇ ન હોય ? તે કદાચ મરી બંદરે વેપારે ગયા હશે. એવું હોય તો આપણને ન જણાવે.

અમરચંદ—ભાઇ હવે આથી વધુ શું જણાવવાનું હતું બીચારા શેઠ આટલું લગ્ન પણ જોવા ન રહ્યા.

આ સાંભળી ઓઘડશા પણ રડવા લાગ્યો ઉતારામાં જેમ જેમ લોકો જાણતા ગયા તેમ તેમ બધા રડવા લાગ્યા આખા ઉતારામાં રોકકળ થવા માંડી. આ સમાચાર માંડવે પહોંચતાંજ રતનલાલ તથા રમણ અને તેના પિતા ત્યાં આવ્યા. તેમને શાંન્ત પાડી સર્વેને જણાવ્યું કે શેઠ મરી બંદરે કામાર્થે ગયા છે ને તમે લોકોએ આ શો ફજેતો માંડયો છે. લોકો જાણશે તો ફાંસીને પાત્ર થશો આવું સાંભળી સર્વે ઝંખવાણા પડી ગયા. પછી સૌ સૌને ઠેકાણે ગયા.

બીજે દિવસે સવારમાં કેટલાક ગામમાં તપાસ કરવા ગયા તો કોઇ મરી ગયાનું જણાવા લાગ્યા તો કોઇ મરણ પામ્યાનું જણાવા લાગ્યા આમ બે ત્રણ જાતના જવાબો મળવાથી કંઇ ચોકકસ વાત મેળવી શકાઇ નહિ. આ બાજુ કાન્તાકુમારીને વળગણ થવાનું ભુવાએ જણાવ્યું તેથી લોકો નીરાશ થવા લાગ્યા. કાન્તાનું ભુત કેવી રીતે કાઢવું તે બાબત ઘરનાં માણસો ટોળે મળી વિચાર કરતાં હતાં. કુમારીને તેના દીવાનખાનામાં સુવાડવામાં આવી, પછી બધાં માણસો ચાલ્યાં ગયાં, એટલે રમણ કાન્તાના દીવાનખાનામાં આવ્યો રમણને જોઇ કાન્તા તરતજ હાસ્ય કરતી ઉભી થઇ રમણને ભેટી પડી. કેમ વ્હાલા ? કામ તો નિર્વિઘ્ને

પાર પડયું પણ હવે શું કરવું ? હું આમ ને આમ ભુલ થોડા દિવસ ચલાવીશ અને પછી મુંબઇ હવાફેર તથા મારા કહેવાતા સ્વામીને આગળ અભ્યાસ માટે મુંબઇ તેડી ત્યાં આવીશ પછી થી રોજ આપની મુલાકાત થશે, કેમ ! નહિ વ્હાલા ? કહી એક આંગુલી પ્રહાર કર્યો. જોયું વાંચક કાન્તાનું ભુત. માત્ર પ્રેમનું ભુત હતું તેનો ભુવો રમણ પોતેજ હતો એટલે તેને દેખતાંજ ભુત પલાયન કરી ગયું.

પેલી બાજુ આમ વિચારો ચાલી રહ્યા હતા ત્યારે બીજી બાજુ જાન જવા માટે તૈયારી કરી રહી હતી. કન્યાને મોકલવા માટે ગોર તરફથી કહેવામાં આવ્યું એટલે રતનલાલ કાન્તાને પુછવા માટે તેના ખંડ તરફ જવા લાગ્યો. આ વખતે એકલી કુમારી આરામ ખુરશી પર બેઠી હતી. ત્યાં આવી રતનલાલ કહેવા લાગ્યો. બેન હવે તને મોકલવા માટે શું કરવું તે કંઇ સમજાતું નથી. પોતાના ભાઇને નિરાશ થયેલો જોઇ કુમારીએ કહ્યું ભાઇ મુંઝાશો નહિ હું ખુશીથી ત્યાં જઇશ ત્યાં ગયા બાદ થોડા દિવસ પછી મુંબઇ હવાફેર માટે જઇશું આમ ગોઠવણ કરેલી પોતાના ભાઇને જણાવી પોતાનો સરસામાન તૈયાર કરવા દાસીને બોલાવી. દાસી આવી સામાન બાંધવા લાગી કુમારીએ પોતાની સાથે આઠ દશ હજાર રૂપીઆના દાગીના સાતસો આઠસો રૂપીઆ રોકડા લીવા હતાં. આમ જવાની તૈયારીઓ ચાલી રહી હતી ત્યાં રમણલાલે આવી એક બીડેલો કાગળ કાન્તાના હાથમાં આપ્યો. કાન્તા કામમાં હોવાથી તે કાગળ લઇ ટેબલ પર મુકી

પોતાનું કામ કરવા લાગી. એટલામાં બીજી દાશી કે જેનું નામ કાશી હતું તે ઝાડુ કાઢવા માટે ત્યાં આવી નીચે પડેલા કાગળોના કડકા એકઠા કરી તે નાખવા માટે જતી હતી જતાં જતાં ટેબલ પર પડેલો કાગળ નકામો સમજી તેને પણ તે ઉપાડી ગઇ માર્ગમાં હાથથી તપાસ્યો તો કંઇ ભેદયુક્ત લાગવાથી સીધી તે પોતાની ઓરડી તરફ ગઇ આ વખતે તેની ઓરડીના બારણામાં એક પુરૂષ બેઠેલો હતો તે માણસની મુખમુદ્રા કાશીને જોતાંજ લાલચોળ બની ગઇ તેને આવતાં વારજ તેણે તેને ચાર પાચ તમાચા ઉપરા છાપરી જડાવી દીધા ને બબડવા લાગ્યો રાંડ કુંવરીબા જવાનાં છે એટલે તારે જવાનું હશે તેમાં અત્યાર સુધી ત્યાં બેસી રહી. કાશી આ કશાને ન ગણકારતાં તે સીધી અંદરના ખંડમાં ગઇ ને પેલું પાકીટ ફોડયું તો તેમાંથી એક નાનો ફોટો તથા એક એક હજારની બે નોટો અને સાચું મોતી કે જેની કીંમત લગભગ બે હજાર જેટલાનું હતું. આ સર્વ આમ અચાનક મળવાથી કાશીના આનંદનો પાર રહયો નહિ. પણ પેલો પુરૂષ કે જેની સાથે તે પ્યારમાં જોડાઇ હતી તેણે કહ્યું શું આ બધું તને બેને ઇનામ આપ્યું કે? પછી તેમની જવાની ધાંધલમાં તું ગમ કરી લાવી. આટલું બધું બેન ઇનામ આપે નહિ એટલામાં કુમારીને પેલો રમણલાલવાળો કાગળ યાદ આવ્યો ને તેને ટેબલપર ન જોતાં બીજે તપાસ કરવા લાગી. પણ કોઇ ઠેકાણેથી કાગળનો પત્તો મળ્યો નહિ. પણ એટલામાં યાદ આવ્યું કે દાસી કચરો કાઢવા માટે આવી

હતી તો તેની ટોપલીમાં કદાચ ચાલ્યો ગયો હોય તો તપાસ કરૂં હજુ સુધી તે પાછી આવી નથી તેમાં શું હશે તે વિચાર કરતી હતી ત્યાં રમણે આવી જવા માટે રજા માગી આ વખતે કુમારીના મુખપર શોકનાં ચિન્હ જણાતાં હતાં તેથી રમણે પુછયું કેમ કાન્તાકુમારી શા વિચારમાં છો આપે મારો કાગળ જોયો તેમાંની વસ્તુઓથી આપને સંતોષ ન થયો હશે મુંબઇ આવ્યા પછી જોઈશું તે મળશે. કાગળમાં એવું તે શું હશે કે રમણલાલ મને સંતોષ મનાવતા હશે ગમે તેમ પણ કંઇ અમુલ્ય ચીજો હોવી જોઇએ. માટે લાવ તેની ઓરડીપર તપાસ કરૂં. તે ઓરડી તરફ તપાસ કરવા જવાની હતી એટલે રમણને કહ્યું વ્હાલા ? તે આપનો કાગળ અહીંથી દાસીના હાથમાં ગયો કે કયાંક ગુમ થયો તેનો પત્તો નથી તમો જરાવાર થેભો હું તપાસ કરી તરતજ પાછી આવું છું આમ કહી તે કાશીના મકાન તરફ ગઇ આ વખતે કાશી તથા તેનો યાર અંદરના ઓરડામાં કંઇ વાતચીત કરી રહ્યાં હતાં. તેમને બોલતાં સાંભળી કુમારી એક બાજુએ ઉભી રહી સઘળું સાંભળતી હતી. તેમની વચ્ચે નીચે મુજબ વાતચીત થતી હતી.

કાશી—વ્હાલા ! હવે આપણું ભાગ્ય ખુલી ગયું. જો જો આવડી મોટી રકમ મારી પાસે છે તો ચાલો આપણે અહીંથી ચાલ્યાં જઇએ. તેના યારનું નામ ભીમો હતું. તે બોલ્યો.

ભીમો—હાં; પણ મને કહે ના મળુતો મલા મતા આપણું

ચાલ્યાં જાઉં પણ યહીં કદાચીત બહીણને જાણુલા તો તુમચી માઝી ઝડતી ઘેઇસ.

કાશી–તુમી કસાલા ગાભરતો છે. આજ બહીણ જાણ્ય આહે માત્ર આપણાલા કોણ પુછનાર છે. આપણ મુંબઇલા જાઉન એકાદી ઓરડી ઘેઉન ખાઉન પીઉન મોજશોખ કરીશું તો પણ એવડે પૈસે ખુટવાના નથી. તુમી દુસરી નોકરી કરશાલ તો આપણલ્યા ફાર પૈસે મળશે.

ભીમો–માઝીસી અસે હોણાર નાહિ. કારણ કે શેઠચ્યા મુલગાચ્યી માઝીવર અતિ કૃપા આહે. માલા જે પાપજે સર્વ તે માલા તે દેતા મગમી કસાલા અસા સુખાચી નોકરી છોડુન તુમચ્યી બરોબર પેઉ યે સઘળુ તુ બહેનલા દેઉન યે તો તુલા કાંઇ ઇનામ મીળેલ. તેન્ચી તુઝીવર મહેરબાની હોઇલ.

કાશી–તમે મને શીખવાડશો પણ હું માનવાની નથી. હું આપવા જાઉં ને મારા પર ગુસ્સે થઇ કાઢી મૂકે. પછી તમો શું કરશો?

ભીમો—તસે હોણારજ નહિ, બહેન ફાર સમજુ આહે જા તુ દેઉન યે નહિતર આણ મી દેઉન યે તો.

એટલામાં કાન્તાએ બહારથી કાશી કાશી કહી બુમ મારી તું કયારની શું કરે છે હું જવાની છું તેનું તને ભાન છે. કુમારીનો અવાજ સાંભળી ભીમો ત્યાંથી ચાલ્યો ગયો હતો. કાન્તા ત્યાં પડેલી કાગળની ટોપલી દેખતી હતી એટલામાં કાશી

બહાર આવીને કહેવા લાગી બહેન શું શોધો છો કાન્તાએ કહ્યું મારો કાગળ કચરામાં તણાઇ ગયો છે. તે શોધું છું આથી શાણી થવા માટે કાશીએ કહ્યું બેન આપના કાગળની મને ખબર નથી આ ટોપલી લાવી હજુ અહીંજ મૂકી છે. એટલે કાન્તાએ કહ્યું ત્યારે જો જોઇએ મારા ટેબલ પર તો નથી રહ્યો ત્યાં સુધી હું આ કાગળ જોઇ નાખું છું. કાશી પોતે નિર્દોષ પણું બતાવવા માટે ત્યાંથી કાન્તાના ખંડ તરફ ગઇ એટલે કાન્તા ઉઠી તેઓ વાત ચીત કરતાં હતાં ત્યાં ગઇ ત્યાં જઇ ચારે બાજુ તપાસ કરી તો એક તાકાની અંદર કાગળ પડેલો જોયો તેને લીધો ને તેમાંની સઘળી ચીજો કાઢી લઇ એક કાગળનો ટુકડો લખી એક કાકરી મુકી કાગળ બીડી મુકયો. ને બહાર આવી કાગળ ફેંદવા બેઠી કાશી ત્યાં જઇ તરત પાછી આવી ને કહેવા લાગી બહેન ત્યાં તો કંઇ છે નહિ ને ત્યાં તો રમણલાલ શેઠ બેઠેલા છે. કાન્તાએ અજાણ થતાં કહ્યું શું રમણલાલ બેઠેલા છે? ચાલ હું જાઉં જો! તું આ કાગળ તપાસી જો ને મળી આવે તો તરત આપી જા હું રમણલાલને કાગળમાં શું લખેલું હતું તે પુછી જોઉં. કહી તે ચાલી નીકળી કાશીના મનમાં શાન્તી વળી તેણે તરતજ પેલું પાકીટ લઇ પોતાની ટંકમાં સંતાડી દીધું ને બીજા કામે વળગી પડી.

કાન્તા ત્યાંથી નીકળી પોતાના ખંડમાં હરખાતી હરખાતી આવી આવતાં સાથેજ રમણલાલના દીલને ઘાયલ કરવા ચુકી નહિ. સુધા ચુંબનનું પાન કરાવ્યું. પ્રેમનાટકનો પાઠ ભજવવાની શરૂઆત થઇ. કામ

-દેવે અત્યારે બંનેના ઉપર પોતાનો અમલ ચલાવ્યો હતો. દરવાજો બંધ થયો બાદ કાન્તા અને રમણ રંગમાં રમબસ બનવા લાગ્યા ને આખરે પોતાની વાંચ્છના તૃપ્ત કરી કાન્તા અત્યારે એવી તો દેખાતી હતી કે જાણે ઇંદ્ર સભામાંથી કોઇ રંભા વિખુટી પડી મૃત્યુ લોકમાં આવી ચઢી હશે. જેમ સૂર્યનારાયણ સોળે કળાથી પૂર્ણ પ્રકાશે છે તેમ તે શોભી રહી હતી તેના તરફ જોનાર મનુષ્ય માત્રને મદનરાજની મસ્તી આવ્યા વિના રહેતી નહિ. પાછો દરવાજો ઉઘડયો બંને પ્રેમી યુગલ થોડા સમયને માટે વિખુટાં પડયાં. બાદ દાસીએ આવી જણાવ્યું કે બહેન બહાર મેના તૈયાર રાખી છે તો પધારવા કૃપા કરશો. કાન્તા દાસી સાથે બહાર આવીને મેનામાં બેઠી બાદ મેના ઉપડી ને સર્વે વીખરાઇ ગયાં ! તો વાંચક, આપણે ચાલો ને આગળ કાન્તાના સાસરામાં શું થાય છે તે જોઇએ.

---

# પ્રકરણ ૪ થું

## વહુનાં વધામણાં

પુત્ર પરણી આવ્યો, સુણી માત હરખાય છે,
લેવા વહુનાં વારણાં, ટોળે મળી સહુ જાય છે.

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે બીજે દિવસે સવારે મેના બરોબર દશ વાગતાં અમરચંદ શેઠના ઘર આગળ આવી પહોંચી

અમરચંદના ઘરનાં તમામ માણુસો આનંદ પામ્યાં. કમળાએ પોતાની માને ખબર આપી કે બા ભાભી આવ્યાં તેમને વધાવી લે, મારે તેમનું મુખ જોવું છે. શાન્તાબાએ વહુને વધાવી લીધાં સર્વે ઘરમાં ગયાં. હિંદુ રીવાજ મુજબ ઐરાંનું ગીત શરૂ થયું. "થાળી ભરીને રૂપીઆ લેજો" કાન્તા તરત સમજી ગઇ કે મુખ જોવાના થાળી ભરીને રૂપીઆ લેવાનું કહે છે. એટલે પોતાનું મુખ સાસુને ન બતાવવા માટે મુખ પર સાડી આધી ખેંચી. આથી સાસુને ઘણું વહાલ આવ્યું તેમણે એક હીરાની વીંટી વહુના હાથમાં આપી. છતાં પણ મુખનાં દર્શન કરવા ભાગ્યશાળી ન થયાં એટલે થાળીમાં ચારસો રૂપીઆ ભરી વહુને આપ્યા કે તરતજ જેમ આકાશમાં વાદળાંથી ઘેરાયલા સૂર્યનારાયણ એકદમ પ્રકાશી નીકળે તેમ સાડીને ઓથે છુપાએલા ચંદ્રમા સરીખુ મુખ બહાર આવતાંજ ભલભલી રૂપવતી યુવતીઓ પણ લજ્જા પામી. માંહોમાંહે સર્વે વાતો કરવા લાગ્યાં કે શેઠને વહુ તો રતન મળી છે. ખરેખર તેનું જતન કરવા લાયક છે. સર્વ વિખરાવા લાગ્યાં બાદ જમવાનો વખત થયેલો હોવાથી વહુને જમવા માટે બોલાવ્યાં. કમળા ભાભીને તેડવા ગઇ તેણે જઇને ભાભી! ભાભી! કહી બુમો મારી પણ કાન્તા એકે શબ્દ બોલી નહિ એટલે તો જમવા ચાલો કહી પોતાની માતા પાસે ગઇ ને કહ્યું બા ભાભી તો બોબડાં છે બોલતાં નથી. મેં ઘણુંયે બોલાવ્યાં છતાં પણ જવાબ આપતાં નથી. આથી શાન્તાબાના મનમાં વેમ આવ્યો કે હસચ ભોબડી તો ન હોય? એટલામાં કાન્તા હંસ

આસથી ચાલતી રસોડા આગળ આવતી જણાઇ અહીં ક્યાં પોતાના પિતાના ઘરની માફક નોકર ચાકર હતા કે તેની ખીજમત ઉઠાવે વહુનો ચાલ જોઇ સાસુ હરખાવા લાગ્યાં વહુને પાટલા પર બેસાડી જમવાને માટે પીરસ્યું કાન્તા ભાવતુ ભોજન લઇ પોતાના માટે નીયત કરેલા ત્રીજા માળના પોતાના ખંડમાં ગઇ.

પ્રિય વાંચક ! આ ઠેકાણે થોડું ઘણું અમરચંદના વિષે જાણવાથી આગળ વાર્તા સહેલાઇથી સમજી શકાય તે માટે થોડું વર્ણન અયોગ્ય નહિ ગણાય. પ્રથમ આપણે જાણી ચુકયા છીએ કે જ્યારે ગોરજી નાળીએર આપવા આવ્યા ત્યારે માત્ર અમરચંદના ઘરમાં ચાર માણુસ હતાં તેનાં એક પુત્ર ને એક પુત્રી તથા શેઠ પોતે અને તેમનાં ધર્મપત્નિ આ ચાર માણસનું કુટુંબ સુખી અને સંતોષી હતું. પુત્રનું નામ કંચનલાલ હતું ને પુત્રીનું નામ કમળા હતું ઘરની સ્થિતિ સાધારણ હતી શેઠની ગામમાં એક નાની શી દુકાન હતી જ્યાં કોળીનાળીને જણસ ઉપર પૈસા ધીરી વ્યાજવટાવથી પોતાનું ગુજરાન તેમજ ખર્ચખુટણ કાઢી બાર મહિને હજાર રૂપીઆ બચત પાડતા. આ વખતે શેઠ પાસે લગભગ બહુ નહિ પણ દશેક હજારની આસ્થા હતી. તેમાં છોકરાનો લગનનો ખર્ચ કરી બે હજાર વાપરી નાખ્યા. ને હજુ કમળાનાં લગ્ન કરવાનું બાકી હતું શેઠ જરા સ્વભાવે કંજુસ હતા. અને પૈસાના લોભી હતા. પુત્રી ઉમર લાયક થવા છતાં તેને પરણાવવા માટે શેઠ વિચાર સરખોય કરતા નહિ કારણ કે પૈસાનો ખર્ચ કરવો પડે. પોતાનો છોકરો પરણ્યો ને

તેમને સારૂં ઘર મળ્યું તેથી આનંદ પામવા લાગ્યા. પણ પુત્રીની ચીંતા તેમના હ્રદયને બાળી ખાખ કરવા લાગી.

કાન્તાકુમારી ત્રીજે માળ પોતાનો સર્વ સામાન ફેંદતી હતી એટલામાં કંચનલાલ ત્યાં આવ્યો. તેને જોઇ કુમારી ઉભી થઇને જાણે પોતાનામાંથી હજુ ભૂનનો વળગાડ ગયો નથી તેમ કરવા માંડયું. છતાં કંચનલાલે કહ્યું " ડીયર વોટ ઇઝ ધીસ " પણ કંઇ જવાબ ન મળ્યો આથી તે ગુસ્સે થઇ ચાલ્યો ગયો. આમ કરત્તાં સાત દિવસ પસાર થયા પણ એકે દિવસ કંચનલાલને સાથે બેસી પતિપત્નિનો લ્હાવો લેવા સમય મળ્યો નહિ. સાસુને પણ તેમજ બન્યું હતું માત્ર ખાતી વખતેજ તે નીચે આવતી.

એક દિવસ કુમારી બેઠી બેઠી ચોપડી વાંચતી હતી તે વખતે કંચનલાલ તેના ખંડમાં આવ્યો ને નજીકની ખુરસીપર બેઠો. કુમારીએ ચોપડી વાંચવી બંધ કરી કંચનલાલની સામું ટગર ટગર જોયા કર્યું. તેનું રૂપ જોઇ કંચનલાલ આભોજ બની ગયો ને તેનામાં કામદેવે પ્રવેશ કર્યો. જો આ ઠેકાણે રમણ હોત તો કયારનુંય પ્રેમનાટક શરૂ થયું હોત પણ લાચાર કે કંચનલાલ હતો. તેમના પ્રત્યે કુમારીનો જરા પણ પ્રેમ ન હતો. કંચનલાલ મહામહેનતે કેટલી હિંમત એકઠી કરી બોલ્યો. કેમ પ્રિયે ? આમ અબોલા હવે કયાં સુધી રાખશો. કુમારીએ કહ્યું "ડીયર' હાલ થોડા સમય સુધી હું આપની સાથે કંઇ પણ વાતચીત કરી શકીશ નહિ કારણ કે મારૂં મગજ આજકાલ

ભ્રમિત થયેલું છે. માટે જો આપણે મુંબઇ હવાફેર માટે જઇએ તો તમારો અભ્યાસ પણ ચાલુ રહે ને મારી પણ તબીયત સુધરે, આમ ઘણા દિવસે પોતાની સાથે વાતચીત કરતી પોતાની પ્રાણ પ્યારીને વાત કરતી જોઇ આનંદ પામ્યો પણ પોતાના પિતા એટલો ખર્ચ ઉપાડવા હા કહેશે કે ના તે બાબત મનમાં વિચાર આવ્યો પણ તેણે કાન્તાને સ્પષ્ટ કહેવું ઉચીત ધારી જણાવ્યું પ્રિયે ! તમારી વાત સત્ય છે પણ મુંબઇ જઇ રહેવાનો ખર્ચ મારા પિતા ભાગ્યેજ સ્વીકારશે. એટલે કદાચ મારાથી ન આવી શકાય. પોતાની અગવડતા કંચનલાલે જણાવી દીધી.

કાન્તાએ બે ઘડીની વાતમાં કંચનલાલના સ્વભાવથી જાણીતી બની ગઇ ને તેથી તેણે તેને પોતાના પાસમાં રાખી પોતાનું કાર્ય સાધ્ય કરવા વિચાર કર્યો તેથી કહ્યું. પૈસાની તમારે શી જરૂર છે મારી પાસે પૈસાની શી ખોટ છે મારે માટે મારો ભાઇ પ્રાણ આપવા તૈયાર થાય તેવો છે. એમ કહી પોતાની પાસેની દાગીનાની પેટી તથા રોકડ રૂપીઆની પાકીટ કંચનલાલને બતાવી કંચનલાલ આ સઘળું જોઇ આભોજ બન્યો કે જે તવંગર લોકોની પુત્રીના હાથમાં લગભગ દશ હજાર જેટલી રકમ સાથે રહે ત્યારે એક અમરચંદ જેવા વાણીયાના પુત્ર પાસે દશ આનાથી વધુ ન નીકળે ખરેખર તવંગર તે તવંગર કંચનલાલ પણ "માયા દેખી મુનીવર ચળે"ની માફક આટલા પૈસા જોઇ તેના દાબમાં દબાયા. સત્યજ છે કે પૈસાદાર લોકો પોતાની લક્ષ્મીનો

ઉપયોગ તમંચાના રૂપે કરવા ધારે તો કરી શકે છે જો તેમનું મન કોઇનું ખુન કરવા થ.ય તો પૈસા રૂપી તમંચો કાઢી સામાના પ્રાણ પણ લઇ શકે. કંચનલાલે કાન્તાને કહ્યું હું આપને એક મારી વિનંતી કરૂં છું તે સ્વીકારશો કારણ કે હવે તો આપણાં હૃદય એક થયાં મારે હાલ બસો રૂપીઆ દેવું કપડાં તથા ખાનગી ખર્ચનું થયું છે તેઓને આપવા માટે જોઇએ છે જો મારૂં આટલું કામ થાય તો હું આપનો ઉપકાર ભૂલીશ નહિં, કાન્તાએ જાણ્યું કે જરૂર કંચનલાલ કોઇ દિવસ મારા કામમાં હાથ ઘાલશે નહિ તેથી તેણે બસો રૂપીઆની નોટ તેજ પળે ગણી આપી કંચનલાલ તે લઇ હરખાતો બજારમાં ગયો તે પ્રથમ કાપડીયાની દુકાને ગયો, કાપડીઆના મનમાં થયું કે લુગડાં માટે આવ્યા હશે તેથી તેણે કહ્યું ભાઇ કંચનલાલ હવે તો તમે તવંગરના જમાઇ બન્યા એટલે અમારા તરફ જરા દયાદ્રષ્ટિ કરશો ધનપાળશાહની પુત્રી તમારે ત્યાં આવી એટલે હવે તો લક્ષ્મીની રેલમ રેલ કારણ કે સાક્ષાત લક્ષ્મી પધારી પછી કમીના શી રહી. આ સાંભળી કંચનલાલે કહ્યું ભાઇ આપણું શું બાલ છે તે જરી જણાવશો એટલે વેપારીએ ચોપડો કાઢી કંચનલાલ અમરચંદનું ખાતું કાઢયું ને હીસાબ ગણી કહ્યું કે ભાઇ ૮૦ રૂપીઆ દશ આના નીકળે છે. કંચનલાલે કહ્યું ભાઇ તેમાંથી જમે રકમ કેટલી આવી છે. એટલે વેપારી કહે કે હજુ સુધી કંઇ આવી નથી એટલે કંચનલાલે જણાવ્યું. ભાઇ જુઓ ઉઘરાણીવાળાને મારા પિતાએ થોડાક રૂપીઆ આપ્યા છે આજ

લગભગ પંદરેક દિવસ થયા એટલે તેણે ઉઘરાણી બુક કાઢી જોયું તો ચાલીસ રૂપીઆ જમે નીકળ્યા. એટલે બાકીના રૂપીઆ આપવા કંચનલાલે ખીસ્સામાંથી નોટોનો થોકડો કાઢી ચાલીસ રૂપીઆ ગણી આપ્યા દશ આના બાધ તરીકે કાપી વેપારીએ બીલ ચુકવી લીધું ને ફરીથી કંઇ જોઇએ છીએ કહી ચોપડો બંધ કર્યો. બાદ કંચનલાલ હોટલવાળાને ત્યાં ગયો ત્યાં પણ પ્રથમ માફક વાતચીત થઇ આજ સુધીનો કંચનલાલ શાધારણ શેઠ હતા તે હવે ધનાઢય શેઠના જમાઇ થયા એટલે તેમને માનમરતબો સારો મળતો, હોટલ વાળાને હિસાબ કાઢવા કહ્યું તરતજ હોટલવાળે જણાવ્યું કે શેઠ બહુ નહિ માત્ર જુજ રકમ હશે માત્ર ૩૭ રૂપીઆ છે તરતજ કંચનલાલે પૈસા ગણી આપ્યા ખુશાલીમાં હોટલવાળાએ ડબલ ત્રબલનો ડોઝ કંચનલાલને મળે તેવો ઓરડર કર્યો. તરતજ હાજર થયો તે તથા પાન બીડી સીઝર પીતા પીતા કંચનલાલ ઘર તરફ જતા હતા માર્ગમાં તેમને એક મિત્ર મળ્યો તેમણે કંચનલાલને કહ્યું શેઠ જરા કામ કરશો એક દશ રૂપીઆ આજે મને આપશો. તરતજ કંચનલાલે નોટ આપી એટલે હવે કંચનલાલની ખ્યાતી ગામમાં વધવા લાગી. કંચનલાલ પિતાની દુકાને ગયો. ને પિતાને સઘળી વાત જણાવી પિતાએ પ્રથમ જવા ના પાડી પણ જ્યારે એમ જણાવ્યું કે આપણે ઘરનો પૈસો ખરચવાનો નથી, તો પછી શામાટે આગળ અભ્યાસ ન કરવો. જેવી તમારી મરજી કહી તેઓ ઘર તરફ ગયા ને કાન્તાના ખંડમાં આવ્યા

આ વખતે કાન્તા દાગીનાનો ડબ્બો ઉઘાડી ગણતી હતી કે સર્વે જોઇ વિસ્મય પામ્યા ને મનમાં બોલ્યા આ શું મારી અખી જીંદગીની કમાઇ માત્ર આ એક તવંગરની પુત્રીના ડબામાં જ સમાઇ છે. સસરાને આપેલા જાણી કાન્તા બાજુએ ખસી એટલે અમરચંદે પોતાની વાત જણાવી બેટા ? તમો મુંબઇ જવા ઇચ્છા ધરાવો છો તેમાં મારી કશી હરકત નથી પણ...કહી અટકી ગયા વચમાં કુમારીએ જણાવ્યું તમારે પૈસાની જરી પણ ફીકર કરવી નહિ. આ સાંભળી શેઠે જવાની ખુશી બતાવી. એટલામાં કમળા આવીને કહેવા લાગી ભાભી આપને તેડવા માટે માણસ આવ્યું છે. તરતજ કાન્તા જવા માટે તૈયાર થઇ સામાન બહાર કઢાવ્યો ને પોતે જવા માટે તૈયારી કરવા લાગી.

આ તરફ દાસી કાશી જેણે પેલો કાગળ પેટીમાં મુકયો હતો તે લઇ ત્યાંથી પસાર થવાનો વિચાર કર્યો પોતાના યારને બોલાવી તેને જણાવ્યું કે ચાલો આજે આપણે અહીંથી ચાલ્યાં જઇએ નહિતો બેનને તેડવા ગયેલો માણસ આવી પહોંચશે તો આપણાથી જઇ શકાશે નહિ આ વખતે ભીમો પણ તેની સાથે જવા તૈયાર થયો. કાશી તથા ભીમા પાસે નોકરીના બસો રૂપીઆ હતા તે લઇ તેઓ સ્ટેશને ગયાં. સ્ટેશન પર જઇ ગ્રાન્ટ રોડની ટીકીટ લીધી સવારે સાત વાગતાં મુંબઇ આવ્યાં. ગાડીમાંથી નીચે ઉતરી ગાડી ભાડે કરી ભુલેશ્વર આવી પહોંચ્યાં ત્યાં તપાસ કરી મકાન શોધી કાઢી બાર રૂપીએ ભાડે મકાન રાખ્યું. પોતાની પાસેના પૈસામાંથી જોઇતો સામાન લાવી

ખાવાની ગોઠવણ કરી. આમ બે માસમાં બધા પૈસા ખાઇ ગયાં પણ પાઇની આવક સરખી કરી નહી હવે ત્રીજો માસ કેમ કરી કાઢીશું એમ કાશીના મનમાં થયું તેણે વિચાર્યું કે મારી પાસે પાકીટમાં જે નોટો છે તેને કાઢી વટાવી ગુજરાન ચલાવીશું એમ વિચાર કરી પેટીમાંથી પાકીટ કાઢવા પેટી ઉઘાડીને અંદરથી પાકીટ કાઢ્યું ને તેને ખોલ્યું તો તેમાંથી એક કાગળનો ટુકડો નીકળ્યો તેમાં લખેલું હતું કેઃ—

ખાડો ખોદો હાથથી પોતે પડવા માટ
કર્મે લખી હોય છાશ તો ક્યાંથી દુધ પીવાય.

આ જોઇ કાશી ભેમા ઉપર વેમાઇ ને કદાચ ભેમાએ તો કાઢી લીધું ન હોય તેમ ધારીને ભેમાને કહ્યું વ્હાલા ! તમોએ મારી પેટી ઉઘાડી હતી. ભીમે કહ્યું હું કોઇ દહાડો એકલો ઘરમાં રહ્યો છું કે પેટી ઉઘાડવાનો વખત મળે. તો વ્હાલા પેટીમાં પાકીટમાં મુકેલું તમામ ગુમ થયું. હવે આપણે શું કરીશું આ સાંભળી ભીમાને ગુસ્સો ચઢયો ને કાશીને ત્રણ ચાર તમાચા જડાવતો બોલ્યો રાંડ કુત્તી મને અહીં લાવી આખરે તેં તારૂં પોત પ્રકાસ્યું કોઇ તારા મોટીને આપ્યું હશે ને હવે મારે માથે પાડવા આવી કાશીએ જણાવ્યું તે તો ગયું પણ હવે ભાડું આપવાનું થયું ને અનાજ પણ ખુટયું હવે શું કરીશું તેનો વિચાર કરો આમ વિચારમાં તેમને હાલ રહેવા દઇ ચાલો આગળ તપાસીયે કે કુમારી પોતાને ત્યાં આવી શું કરે છે.

આ બાજુ કુમારી અમરચંદને ત્યાંથી નીકળી પોતાને ઘેર આવી પોતાના ભાઇને મળી સઘળી વાત જણાવી ને મુંબઇ જવાની વાત પણ જણાવી. એટલે રતનલાલે કહ્યું બેન તારા ગયા પછી ભેમો અને કાશી અહીંથી નાસી ગયાં છે કુમારી સમજી ગઇ કે પેલા પાકીટને આધારે બંને નાઠા હશે. પણ તે બીચારી ત્યાં ગયા પછી દુઃખી થશે. તેઓ કયાં હશે અને શું કરતાં હશે તે વિચાર કાન્તાને થયો. પોતાને ઘેર ત્રણ દિવસ રહી ચોથે દિવસે મુંબઇ જવાનું નકકી કર્યું. કંચનલાલને કાગળ લખી જણાવ્યું કે ચોથે દિવસે સવારની ગાડીમાં નીકળશો હું અમારા સ્ટેશને સેકન્ડ કલાસના ડબામાં મળીશ તમો ત્યાંથી ટીકીટ અમારા સ્ટેશન સુધીની લેશો આગળની ટીકીટ હું કરાવી લઇશ. આજે ચોથા દિવસની સવાર હતી આ બાજુ કાન્તા સ્ટેશન પર જવાની તૈયારી કરતી હતી, ત્યારે પેલી બાજુ કંચનલાલ નીકળી ચુકયો હતો ગાડી સ્ટેશનેથી ઉપડી કંચનલાલનાં માતા પિતા તથા બેન અને સગાંવહાલાં આખરની સલામ કરી છુટાં પડયાં. ગાડી કાન્તાના સ્ટેશને આવી પહોચી કાન્તા સેકન્ડ કલાસમાં બેઠી. ને એક માણસ સામાન લઇ સર્વન્ટના ડબામાં બેઠો એટલામાં કંચનલાલ તથા રતનલાલ વાતો કરતા ત્યાં આવી પહોચ્યા ગાડી ઉપડવાની વીસલ થઇ, કંચનલાલ અંદર બેઠા, બે મીનીટમાં ગાડી ઉપડી સર્વે સલામ કરી વિખુટાં પડયાં. રાતના એક વાગે ગાડી ગ્રાન્ટરોડ આવી પહોંચી અગાઉથી ધનપાળશાહની પેઢી ઉપર કાગળ લખેલો હોવાથી નોકર સ્ટેશન

પર તેડવા આવ્યો હતો આ નોકરને કુમારી ઓળખતી હોવાથી તેણે બુમ મારી નોકર ત્યાં આવી સામાન મોટરમાં મુકયો મોટર ઉપડી ગઇ બાદ બીજી મોટરમાં બન્ને યુગલો બેસી દુકાન પર ગયાં ત્યાં ગયા પછી ચા લાવી મુકી બન્નેએ ચા પીધી બાદ શયનગૃહ તરફ ગયાં બન્ને એક એક પલંગ પર સુતાં વાંચક શંકા ન ધરીશ કારણ કે તેઓ હજુ સુધી ભ્રષ્ટ થયાં ન હતાં. ને કાન્તા ચહાતી પણ હતી નહિ. તે તો રમણ સાથે ભ્રષ્ટ થઇ ચુકી હતી. માત્ર પોતાની ઇચ્છા પૂર્ણ કરી રમણ સાથે રંગરાગ રમવા આવી હતી. રાત્રી પસાર થઇ બન્નેએ ઉઠી દાતણપાણી કર્યું, નાહી ધોઇ નાસ્તો કરવા બેઠાં બાદ કંચનલાલ બહાર ફરવા માટે ચાલ્યા ગયા. તેમને બહાર ગયાને થોડો વખત થયો હશે તેટલામાં એક મોટર મકાનપર આવી ને તેમાંથી એક તરૂણપુરૂષ ઉતરી મકાનના દરવાજેથી અંદર પ્રવેશ્યો. તે બીજે માળ જઇ નોકરને પુછવા લાગ્યો. કુમારી આવેલાં છે તે કયા ખંડમાં છે? એટલે નોકરે તે ખંડ બતાવ્યો. એટલે તે કુમારીની નજીક જઇ ઉભો રહ્યો. આ વખતે કુમારી પોતાના શણગાર સજવામાં એટલી તો ગુલતાન બની ગઇ હતી કે તેની નજીક કોણ છે તેનું ભાન પણ ન હતું પણ પોતાની સામેના આયનામાં નજર પડી તો કોઇ પુરૂષ જેવું જણાયું આથી તેણે કહ્યું કોણ! વ્હાલા રમણ! કહી તે દોડી જઇ તેને ભેટી પડી. વાહ નટરાજ તમો આવી પણ પહોંચ્યા. હવે તો અમે અહીંજ રહેવા માટે આવ્યાં છીએ કેમ આપને પસંદ છે

કે નહિ ? રમણે પણ હસતાં હસતાં કહ્યું વાહ ! તેમાં અમારે શું તમો તમારા કામાર્થે આવ્યાં હશો તેમાં અમારે શું. સાથે કંચનલાલ પણ આવ્યા હશે વાહ ! ત્યારે તો સજોડે ભણવામાટે આવ્યા હશે કેમ ? હવે સંસાર સુખરૂપ ચાલે છે ખરાને ? આ સાંભળી કુમારીનું મુખ ચઢયું તે રમણ સમજી ગયો તેથી તેને સારૂ લગાડવા માટે વાત પલટાવી કહેવા લાગ્યા. કેમ પ્રીયે ? તે દિવસે પેલો કાગળ મળ્યો કે નહિ. કુમારીનું મુખ હજુ પણ ચઢેલું હતું, કંઇ જવાબ આપ્યો નહિ. આથી રમણે કૃત્રિમ ક્રોધ કરતાં જણાવ્યું શું ત્યારે અમો નફટ છીએ કે તમો ન બોલો ને અમે બેસી રહીએ ? એમ કહી ઉઠી ચાલવા માંડયું. કુમારીએ જાણ્યું કે હવે વધુ તાણતાં તુટી ગયા જેવું થશે તેથી તે બોલી, કેમ હવે કોને ત્યાં જશો. સામાને પીંજરમાં પુરી પોતે ગમે ત્યાં ફરવું છે. ઠીક, જાવ જોઇએ ? એટલે રમણ-લાલ પાછો ફર્યો ને આવી ખુરશીપર બેઠો. કુમારીએ રમણની મશ્કરી કરવા માંડી, કેમ હંસરાજ! મોતીનો ચારો ચરવા આવ્યા છતાં ચાંચમાં મોતી લઇ શકાતું નથી, ખરૂંને હંસરાજ ? એટ-લામાં કંચનલાલની ગાડી આવી પહોંચી. કંચનલાલ ગાડીમાંથી ઉતરી મકાનમાં પ્રવેસ્યો ને કાન્તાના ખંડમાં આવ્યો, આ વખતે બંને વાર્તાલાપ કરી રહ્યાં હતાં. રમણને જોઇ કંચનલાલ આનંદીત મુખમુદ્રા કરી બોલ્યો કેમ શેઠજી આપ આવી પહોંચ્યા. હું આપના તરફ ગયો હતો. પણ ખબર મળી કે તેઓ હાલજ આપના તરફ ગયા છે. રમણે કહ્યું હું આપને મળવા

માટે નીકળ્યો હતો. કારણ કે રતનલાલનો કાગળ મારા પર આવ્યો હતો વચમાં કાન્તા બોલી ઉઠી શું રતનલાલનો કાગળ આવ્યો છે. મારાપર પણ આજે કાગળ આવ્યો છે મેં તેમને સ્ટેશનપર પૈસા માટે વાતચીત કરી હતી ત્યારે તેમણે જણાવ્યું હતું કે હું વ્યવસ્થા કરીશ.

રમણલાલને આ વાત કરતાં કાન્તાએ ઇશારો કર્યો તેથી ચતુર રમણ સમજી ગયો. રમણે કંચનલાલને કહયું કેમ હવે આપને કઇ લાઇન પકડવા વિચાર છે? કંચનલાલે જણાવ્યું કે હવે મારે દાકતરી લાઇન લેવાનો વિચાર છે. તેમાં દાખલ થવા માટે સારા માણસની સીફારસની જરૂર છે. તો જો આપને કોઇ સારી ઓળખાણ પ્રોફેસર સાથે હોય તો મારૂં કામ થાય. આટલી વ્યવસ્થા તમો કરી આપો તો ઘણી સારી વાત છે. રમણલાલે કહ્યું ઠીક, તમો કાલે દુકાને આવજો હું મારા પિતાજીને તમારી સાથે મોકલીશ કારણ કે તેમને અહીંનાં પ્રીન્સીપાલ સાથે ઘાડી મિત્રતા છે ત્યો હવે વખત ઘણો થયો માટે જવાની રજા લઇશ કહી તે ઉઠી ઉભા થઇ ચાલવા લાગ્યા પણ પાછું યાદ આવતાં તેમણે કુમારીને કહ્યું કાન્તા તમારે હાલ પૈસાની જરૂર છે કારણ કે રતનલાલે લખ્યું છે તો જરૂર હોય તો જણાવશો કાન્તાએ કહ્યું હાલ કંઇ એટલી જરૂર નથી છતા રમણલાલે ગજવામાંથી નોટોનું બંડલ કાઢયું ને તેમાંથી બસો રૂપીઆની નોટો કાઢી કાન્તાના ટેબલ પર મુકી, હાથમાં નોટોનું બંડલ જોઇ કંચનલાલના મનમાં થયું કે મારા

પિતાની આખી જીંદગીની કમાઇ મતા રમણુલાલ જેવા ધનંજયના ગજવામાં જોઇ દીંગ બની ગયો.

બીજે દિવસે કંચનલાલ રમણુલાલની દુકાને ગયો તે વખત રમણુલાલ ઇલેકટ્રીક પંખાની નીચે આરામ ખુરશીપર પડયો પડયો પેપર વાંચતો હતો રમણુલાલના પિતા ગાદી ઉપર બેઠા બેઠા હિસાબના ચોપડા તપાસતા હતા. કંચનલાલ ગાડીમાંથી ઉતરી દુકાન ઉપર ચઢયા. નવીન માણસ આમ સીધા જતા જોઇ રમણુલાલના પિતા તેના તરફ જોઇ રહ્યા પણ રતનલાલે તરતજ ઉભા થઇ આવો આવો કંચનલાલ, કહી પાસે પડેલી ખુરશીપર બેસવા કહ્યું. કંચનલાલ બેઠા એટલે રમણુલાલે ઘંટડી વગાડી, નોકર સલામ કરી ઉભો રહ્યો એટલે રમણુલાલે કહ્યું જા ત્રણ કપ ચા તથા હાથી છાપની ડબી લઇ આવ. નોકર ચાલ્યો ગયો થોડા વખતમાં ચા તથા સીગારેટ લઇ હાજર થયો. ચા પીવા માંડી, ચા પીતાં પીતાં રમણુલાલે પિતાને કહ્યું પિતાજી ? આમને ન ઓળખ્યા આ ધનજીશાહના જમાઇ હાલ તેઓ અહીં ડોકટરનો અભ્યાસ કરવા માટે આવ્યા છે તેમને પ્રિન્સીપલ સાહેબની શીફારસની જરૂર છે તો આપણે ત્યાં પેલા પ્રિન્સીપાલ સાહેબ આવે છે તેમને કહી દાખલ કરાવશો. એટલામાં પ્રીન્સીપાલ સાહેબનો માણસ આવ્યો તેણે કહ્યું શેઠજી આપને સાહેબ ફરવા જવા માટે ગાડી લઇ ત્યાં બોલાવે છે એટલે શેઠ તથા કંચનલાલ ગાડીમાં બેસી પ્રીન્સીપલ સાહેબને બંગલે ગયા, એટલે રમણુલાલ ગાડી લઇ કાન્તાના

મકાને ગયા કુમારી પણ રમણલાલની રાહ જોઇ રહી હતી. રમણલાલ આવ્યા તે વખતે ચાનો ટાઇમ થયેલો હોવાથી ચા તથા નાસ્તો આવ્યો બન્નેએ તેને યોગ્ય ન્યાય આપ્યો. બન્ને પ્રેમી યુગલને પાછો પ્રેમ જાગૃત થયો ઘડીભરને માટે તેઓ આખા જગતને શુન્ય સમજવા લાગ્યાં. આવા વર્તનથી ઘરના નોકરો પણ વેંમ ખાવા લાગ્યા એટલામાં કંચનલાલ આવી પહોંચ્યા. તેઓ સીધા ખંડમાં આવી ઉભા રહ્યા. આ વખતે બન્ને પાસપાસ બેઠેલાં હતાં એટલે કંચનલાલના મનમાં વેમ આવ્યો. કંચનલાલને જોતાંજ રમણલાલ ઉઠી સામેની ખુરશી પર બેઠા. કંચનલાલ પોતાના પર વેમાયો છે જાણી રમણલાલ જરા ઝંખવાણો પડી ગયો. કંચનલાલના મનમાં થયું કે હવે તો જોઇ રહેવામાંજ મજા છે આપણે હવે યુક્તિપ્રયુક્તિથી રમણલાલ પાસેથી પૈસા પડાવી લેવાં, આમ મનમાં વિચાર કરવા લાગ્યો. એટલામાં રમણલાલે પુછયું કેમ કંચનલાલ તમો પ્રીન્સીપલ સાહેબને ત્યાં જઇ આવ્યા તેમણે શું કહ્યું કંચનલાલે પણ યુક્તિથી પૈસા કઢાવવાનો સમય જાણી કહ્યું કે શેઠે તેમને દાખલ કરવા માટે કહ્યું એટલે સાહેબે તરતજ કહ્યું કે ભલે દાખલ કરીશું પણ તેમને હાલ તુર્ત રૂપીઆ પાંચસોનો સામાન તથા ચોપડીઓ લાવવા ખર્ચ થશે ને બસો રૂપીઆ ડીપોઝીટ મુકવા પડશે ને બીજા પરચુરણ કરી અત્યારે હજાર રૂપીઆનો ખર્ચ કરવો પડશે. વાંચક જો તું ડાકટરી લાઇનનો અનુભવી હોઇશ તો સમજી શકીશ કે આટલો ખર્ચ થાય ખરો કે નહિ?

અગર તો આ પૈસા પડાવાની પોલીસી ચોકખી સમજી શકીશ કહેવાની જરૂર નથી કે કંચનલાલ વગર મહેનતે પૈસાદાર થવા ઇચ્છા ધરાવે છે. રમણુલાલે કહ્યું જો તમારૂં ભલું થતું હોય ને તમારી નજર પહોંચતી હોય તો હાલ તુર્ત હું તમોને મદદ કરીશ કહી તેણે કંચનલાલને ૧૦ નોટો સો સોની આપી ને ફરવા જવાનો વખત થયેલો હોવાથી રમણુલાલ ચાલ્યા ગયા. એમના ગયા પછી કંચનલાલે કાન્તાને કહ્યું પ્રીયે ! આમ અતી છુટથી રમણુલાલ સાથે ગમે તેમ વર્તન રાખવાથી બાપની આબરૂને હલકી પાડવા જેવું થશે માટે વિચારીને પગલું ભરવામાં સાર છે આવા શબ્દો કંચનલાલના મુખથી સાંભળી કાન્તા ગુસ્સે થઇ બોલી શું ત્યારે તમો અમોને પાપી સમજો છો ? રમણલાલ આવશે એટલે હું તેમને સાફ જણાવીશ કે તમો મારા મકાન પર આવશો નહિ કારણ કે કંચનલાલ તમારી સાથે મારો છુપો પ્રેમ છે એમ જણાવે છે. પછી છે કંઇ ? આ સાંભળી કંચનલાલ ગભરાયો કારણ કે પોતાની સઘળી આશાઓ પળમાં છીન્નભીન્ન થઇ જશે તેથી તેણે કાન્તાને શાન્ત પાડવા કહ્યું પ્રીયે તમો આમ નજીવી બાબતમાં ગુસ્સે થાવ તે શું સારૂં ગણાય ! ભલે રમણુલાલ આવે તેમાં મારે કંઇ શંકા લાવવા જેવું નથી મારા મનનો ખુલાસો થયો કે તમે નિર્દોષ છો પણ હવે આ વાત રમણલાલને ન જણાવા માફી માગું છું કહી તે કુમારીને હાથ જોડી ઉભો રહ્યો સ્વામીનું દીન મુખ જોઇ કાન્તા મનમાં મલકાતી-ઉછળતી હવેથી આવી વાત ન કરવા જણાવી તેમને

સાથે લઇ ફરવા જવા માટે તૈયારી કરવા લાગી. તેમને અહીં રહેવા દઇ હાલ કાશીને તપાસીયે.

પોતાની પાસેના પૈસા ખલાસ થયા, અનાજના વાંધા પડયા એટલે હવે કોઇ પણ પ્રકારે નિર્વાહ ચલાવવો એવો નિશ્ચય કર્યો. કાશી અને ભીમો ચોપટી ઉપર કંઇ મેળવવાની આશાએ નીકળ્યાં. કારણ કે મુંબઇ જેવી મોજીલી નગરીમાં બે માણસનું ગુજરાન સાંજ પડતાં નમળી શકે! કહેવત છે કે, "જેણે ત્યજી લાજ તેને નાનુસું રાજ" ની માફક કાશી તથા ભેમો ચોપાટી પર ફરતાં ને કોઇ સારો પૈસાદાર જેવો જણાતો માણસ કાશી જોતી તો તેને નયનશરથી ઘાયલ કરતી જો તે માણસ પ્રેમનો પુજારી હોય તો કાશીને તેનો જવાબ તરતજ આપવા વિલંબ કરતો નહિ કારણ કે કાશી દેખાવમાં સુંદર અને વળી તેમાં દાસી પણું સ્વીકારેલું એટલે બોલવા ચાલવામાં હાવભાવમાં તો અક્કેકો, તેના રૂપ પર ઘણા ભમરો ભરમાય તેમ હતું. જો કોઇ કાશીને તેના નયન બાણનો જવાબ નયન બાણથી આપતું તો તેની પાસે જતીને તેને અનેક હાવભાવથી રીઝવી તેમની પાસેથી કંઇ મેળવતી તેમાં તેના ધર્મને ભ્રષ્ટ કરાવતી. આમ કરતાં સાંજે ચાર પાંચ રૂપીઆ મેળવતી આ તરફ ભેમો કોઇનો ધક્કો ધુંકી ખાઇ રૂપીઓ બે રૂપીઆ લાવતો હવે ધીરે ધીરે કાશી ચોપાટી પર પ્રખ્યાત થવા લાગી એટલે ઘણા વિષયી કીડા તેની પાછળ ભમતા અને લાગ મળે દુષ્ટ વાંચ્છના તૃપ્ત કરી બે પાંચ રૂપીઆ આપતા. આમ કાશીને રોજની રોજ આવક

વધતી જતી જોઇ કાશીએ મન સાથે વિચાર્યું કે આમ કરવા કરતાં દરેકને મકાન પર તેડી લાવવા સારૂં ધારી, જો કોઇની સાથે તેવો પ્રસંગ પડે તો તેને ગાડી કરી પોતાના મકાન પર લાવતી ને છુટથી ઘરની બૈરી કરતાં અધિક સુખ આપતી તેમાં તે ધીમે ધીમે કેટલાકને મદીરામા મસ્ત બનાવતી ને પૈસા પડાવતી આમ કરતાં હવે કાશીના મકાન પર ઘણા મનુષ્યો આવ જા કરવા લાગ્યા, ઘડી પહેલાંની જે ગૃહસ્થાશ્રમી કાશી ગણાતી તે હવે કુબ્જા[1] ના નામથી ઓળખાવા લાગી. હવે તે એક બજારની બેસનારી તરીકે પ્રખ્યાતી પામી, ઘણાઘણા શેઠીયાઓના ઉછાંછળા છોકરાઓ પોતાની પરી જેવી રંભા[2] તજી આ નીચ કામની કરનાર કુલટાના સંગમાં ભળ્યા હતાને પૈસાની બરબાદી કરતા, કાશીને તો હવે રોજના પચીસ ત્રીસ રૂપીઆની આવક થવા લાગી. ભેમો આવું દ્રવ્ય જોઇ તેને તજી ચાલ્યો ગયો હતો એટલે હવે કાશી સ્વતંત્ર હતી અને આખી રાતના પણ મહેમાનો રાખવા ચુકતી નહિ. તેની નજરમાં આખું જગત હવે વિષયમય[3] જણાવા લાગ્યું.

કુટીલ જે કૃત્યને કરતી, નહિ ઇશ્વર થકી ડરતી.
ફસાવી અન્યને પ્રેમે, અનીતી તે ઘણી કરતી.
કરી ખીસ્સાં બધા ખાલી, બનાવે તેને મવાલી.
પ્રથમ ગુલતાન બનાવીને, પછી પાતી વિષની પ્યાલી.

---

૧ કુબ્જા=વેસ્યા. ૨ રંભા=સ્ત્રી ૩ વિષયમય=વ્યભીચારી

આવી રીતે ઘણાને હાલ બે હાલ કરવા લાગી ને પાપના કુપો ભરવા લાગી એક દિવસ તે જે મકાનમા રહેતી હતી તે મકાનના પાંચ માસના ભાડાના રૂપીઆ ૬૦ ચડેલા હોવાથી ભૈયો ઉઘરાણી માટે આવ્યો તેને રૂપીઆ આપતાં પોતાની કારીગરી બતાવવા ચુકી નહિ. તેણે ભૈયાને પૈસા આપતાં એક એવો તો નયન શર માર્યો કે ભૈયો ઘાયલ થયો. બસ થઇ ચુકયું. **"રાતી સાડીમાં રહેલી પ્રેમની પીસ્તોલની કાતીલ નયન ગોળી પણ લોખંડની દીવાલો તોડવા સમર્થ હોય છે."** તેવીજ રીતે આ પાષાણી હૃદયના ભૈયાની છાતી આરપાર તે ગોળી પેસી ગઇ ભૈયો ઘવાયો ને કાશીના પ્રેમમાં લેવાયા[1] ભૈયાએ સ્મીત હાસ્ય કરતાં નયન ઇશારો કર્યો. પ્રથમ કાશીએ તેને બોલાવ્યો ને મીઠાં વચનો તથા ચાળાથી ભોળવ્યો બીચારા ભૈયાજી તો મદનરાજની મસ્તીમાં ફસાયા. કાશી જેવી ચાલાક ચતુરાને ભૈયા જેવા ગમાર દેખાતા માણુસ પાસેથી પૈસા પડાવા તે તો સહેલ હતું તરતજ ખાટ પરથી ઉઠી ભૈયા નજીક આવી બેઠી ને પાન બનાવી ભૈયાજીને આપ્યું આપતાં પણ ચાલાકી કરી આથી ભૈયાજી વધુ દીવાના બનવા લાગ્યા. તેમને લટ્ટુ બનતા જોઇ કાશીએ હવે મુદ્દાની વાત પર ધ્યાન દોડાવ્યું મકાનના દરવાજા બંધ થયા ને બે ઘડીમાં પાછા ઉઘડયા થઇ રહ્યું બે ઘડીના સુખને માટે ભૈયાજીએ ભાડાની રકમ. "તેરાહી દાન તેરે દ્વાર" ની માફક ગુમાવ્યું. વીલે મોઢે પેરા પર જઇ બેઠા.

---

૧ લેવાયો=ફસાયો.

કેટલાક દિવસ પસાર થયા પછી એક દિવસ તે આલીના માલીક મકાનોની તપાસ કરવા માટે નીકળ્યા, તેઓ બધાં મકાનો તપાસતા તેમાં ઘણા જુના વખતના ઘ ા ભાડુતો રહેતા હોવાથી શેઠ ઓળખતા એટલે કોઇને પુછવા જેવું હતું નહિ પણ આગળ ચાલતાં એક નવીન ભાડુતને જોઇ શેઠે તેને પૂછયું તમે કયારે અહીં આવ્યાં ? કાશી સ્મીત હાસ્ય કરી બોલી શેઠજી ! આવો તો ખરા. પછી મારી બીના જણાવું તે સાંભળો. કંઇ વાત જણાવવાની હશે જાણી શેઠ અંદર ગયા પણ એકલી બાઇના મકાનમાં પોતાને બેઠેલા કોઇ જોશે તો આબરૂ જશે જાણી દરવાજા બંધ કરવા જણાવ્યું કાશીને તો "જોઇતું હતું ને વૈદે કહ્યું" ની માફક તરત દરવાજા બંધ કર્યા. કહેવત છે કે એકાન્ત બુરી છે ની માફક કાશી શેઠની નજીક બેઠી ને પાન બનાવવા લાગી. ને પાન બનાવતાં મીઠા શબ્દોથી શેઠના હૃદયને પાણી બનાવતી ચાલી. શેઠ પણ ધીમે ધીમે કાશીના કાવત્રામાં ફસાવા લાગ્યા. પાન આપતાં શેઠના પગનો અંગુઠો દાબવા ચુકી નહિ શેઠ પણ જરા હતા શોખીન એટલે તેઓ પણ તેનો જવાબ તેવીજ રીતે આપી કાશીના મનને શાન્ત કર્યું. કાશીએ હવે ધીમે ધીમે શેઠની ગોદમાં ભરાવા માંડયું ને જેમ એક પત્ની સ્વામીની ગોદમાં ભરાય તેમ ભરાઇ ગઇ શેઠે હવે લજ્જાનો ત્યાગ કરી આલીંગન આપ્યું. એટલે હવે પ્રેમ નાટકનો પડદો પડયો ને પાછો ફરીથી ઉઘડયો તેટલા સમયમાં બન્નેની ધારેલી વાંચ્છના તૃપ્ત થઇ. શેઠે કાશીને કહ્યું તમે

અહીં એકલાં રહો છો નહિ વારૂ ? ને આપ કોઇ કુળવાનની કન્યા જાણાવ છો કાશીએ પણ તેવોજ જવાબ આપ્યો શેઠજી શું કરીએ અહીં આવ્યા પછી મારા પતિ કોણ જાણે ક્યાં ચાલ્યા ગયા છે તે હજી સુધી બે માસ થયાં આવ્યા નથી હું અબળા જાતિ વધુ શું કહું કહી કૃત્રીમ રડવા માંડયું તેને શાન્ત પાડતાં શેઠે કહ્યું શા માટે રૂદન કરો છો તમો આજથી મારા આશ્રય તળે નિર્ભયતાથી રહો. આ મકાનનું ભાડું આજથી તમારે માટે માફ છે ને તે ઉપરાંત દરમાસે દોઢસો રૂપીઆ તમારા ખર્ચને માટે મારા તરફથી મળશે. આવી મદદ મળેલી જાણી કાશીએ આભાર માનતાં કહ્યું પ્રાણેશ આ સઘળું આપનું છે ને આપની કૃપાથી હું જીવન ટકાવી શકીશ નહિતર મારૂં બેલી કોણ થાત. આપ જેવા દયાળુ શેઠ થોડાજ હશે કે જે દુઃખીની દાદ સાંભળી યોગ્ય મદદ કરે. ઠીક હવે હું જાઉં છું કહી શેઠજી ચાલ્યા ગયા. વાંચક જોયું લાજ છોડી તેને રાજ થયું પણ વાંચક એથી એમ ન સમજીશ કે તે સુખી થઇ એતો પ્રભુ દરબારે તેનો ન્યાય સાચોજ થશે.

જેવું કરશે જગમાં તેવું તે જન પામશે.
બાવળ વાવે બારણે, ક્યાંથી આમ ફળ તે ચાખશે.
કુડી કરે કરણી પછી, ફળ ક્યાંથી સારૂં મેળવે.
અમૃત મય જીવન સદાનું, ધુળમાં તે ભેળવે.

એતો સારાનું સારૂં ને બુરાનું બુરૂ ફળ પ્રભુ આપ્યા વિના હેતો નથી.

છે ન્યાયનો દરબાર ત્યાં અન્યાય થાયે ના તહીં.
રાજા ગણાવો કે રંક તમ, તે ચાલશે તમ સહુ અહીં.
તમ દેહ પડતાં પ્રાણથી, યમરાજ જડતી તો લીયે
જેવાં કર્યાં હોય કર્મ, તેવી સજા તો તે દીયે.

માટે વાંચક! વાંચી તેમાંનો સાર ગ્રહણ કરવો એ તારી ફરજ સમજી વાંચીશ તો સુખીઓ થઇશ.

વાંચ્યું વિચારી જેમણે, જગમાં ઘણા સુખીયા થયા.
વાંચી ન લીધો સારને, તેઓ ઘણા ચાલ્યા ગયા.
વિચાર્યા વીણ રાવણ જુઓ, પગલું ભર્યું તો શું થયું.
મસ્તક અલગ ધડથી થયાં, ને રાજ્ય લંકાનું ગયું.

માટે સમજવું તમારૂં કામ છે. લેખકના શબ્દોનો વિચાર કરવાથી લખવાનો ઉદ્દેશ સમજાયા વિના રહેશે નહિ. અસ્તુ ચાલો હવે આગળ કાશીનાં કાવત્રાં તપાસીએ.

# પ્રકરણ ૫ મું.

## એક મ્યાન બે તલવાર

છે ઘર નાનું એક ને, બે વાસ ક્યાંથી કહો ભરે;
છે એક નારી એકલી, તે બે પતિ કયમ સંઘરે.

પ્રિય વાંચક જણાવવાની જરૂર નથી કે કાન્તાકુમારી બે પતિની કહેવાતી નારી હતી. જો કે કંચનલાલ સાથે ધર્મભ્રષ્ટ

થઇ ન હતી છતાં ધર્મને આધારે તે પોતાના પતિવૃત્તથી ખંડન થઇ હતી. આજકાલ કરતાં કાન્તાને મુંબઇમાં આવે કેટલોક વખત વ્યતીત થઇ ગયો હતો તે દરમીયાનમાં ઘણો વખત રમણ સાથે રંગરાગ રમવામાં વ્યતીત થયો હશે હવે કાન્તા ધીમે ધીમે કંચનલાલની જરા પણ દરકાર રાખતી નહિ ને ખુલ્લી રીતે રમણ સાથે હસતી બોલતી ને તેને પોતાના ભરથારની માફક ગણતી આવું કંચનલાલથી સહન થતું નહિ. પણ શું કરે ઘરના ગરીબ તે સ્વભાવે પણ ગરીબજ હોય છે તેની માફક નજરે જોયેલી વાતને પણ પોતાના મનથી જુઠી માની સમાધાન કરતા. એક દિવસ તેઓ બહાર ગયેલા ને રમણલાલ તથા કાન્તા એકલાં પ્રેમસાગરમાં ડુબકાં મારતાં હતાં ત્યાં કંચનલાલ આવી ચઢ્યા દૈવયોગે દ્વારપર સાંકળ ચઢાવવી રહી જવાથી કંચનલાલ અંદર પ્રવેશી શકયા ને આ દ્રશ્ય જોઇ તે વખતે બહાર ચાલ્યા ગયા રમણલાલ પણ થોડા સમય પછી ચાલ્યા ગયા. તેમના ગયા પછી કંચનલાલ આવી કાન્તાને સખ્ત ઠપકો આપવા લાગ્યા. પણ હવે ધણીને ખાઇબદેલી પૈસાદારની પુત્રી પોતાના પૈસાના તોરમાં ને જુવાનીના જોરમાં સ્વામીનું કથન સાંભળે ખરી. જ્યારે કંચનલાલ ઠપકો આપતા ત્યારે વચ્ચે વચ્ચે તે કંચનલાલને ડરાવતી. કે ખબરદાર! એક પણ શબ્દ કડક બોલ્યા તો હાલ બેહાલ થશો. તમોને ન ફાવે તો ચાલ્યા જાવ એક તો પારકા પૈસા ખાઇ બેસી રહેવું છે ને વળી મીજાજ કરવો તે નહિ બને. તમોને આજથી

એલ્ટીમેટમ[1] આપું છું કે હું રમણલાલ સાથે પરણી છું તમારી સાથે પરણી નથી. હવેથી જો વધુ શબ્દો બોલશો તો મારા મકાનથી બહાર કાઢી મુકીશ. બીચારો કંચનલાલ આ ધમકીથી ઓશીયાળો બની ગયો ને મનમાં પસ્તાવા લાગ્યો કે મેંજ મુર્ખાઇ કરી મુંબઇ આવવા કબુલ કર્યું. આ વખતે તેને તેના બાપના ઘરનું સુખ યાદ આવ્યું. પોતાના બાપના ઘરના દાળભાતમાં તે જે સ્વાદ માણતો તે આ કાન્તાના ઘરનાં પકવાનમાં જોતો નહિ, તેને અમૃતમય ભોજન હવે ઝેરસમ લાગવા માંડયાં. ને શું કરવું તે વિચાર કરવા લાગ્યો, આખરે વિચાર સૂજ્યો કે લાવ એક કાગળ રતનલાલને લખી જણાવું. જો તેના દબાણથી કંઇ સમજી જાય તો સારૂં નહિતર જીવન બરબાદ થયા સાથે આબરૂનું લીલામ થવાનું. આમ વિચાર કરી એક કાગળ રતનલાલને લખવા પોતાના ખંડમાં ગયો, હાથમાં હોલ્ડર લઇ કાગળ લખવા માંડયો તેમાં નીચે પ્રમાણે જણાવ્યું હતું.

મુંબાઇ તા. ૩૫-૧૫-૯૫

પ્રિય રતનલાલ.

મુરબ્બી ભાઇશ્રી ઘણા વખતથી આપનો પત્ર નથી તો લખશો આપના પર આજે જે કાગળ લખું છું તે વાચતાં અજાયબી પામશો કારણ કે હું સમજું છું કે હાથે કરી પોતાની એબ ઉઘાડવા કરતાં મરણને શરણ થવું વધારે સારૂં પણ તેમ કરતા પહેલાં મારી ફરજ અદા કરવી જોઇએ માની આપને

---

૧ એલ્ટીમેટમ=ખબર, નોટીસ.

જણાવું છું કે તમારી ભગીનીએ તમારી તેમજ મારી અને આપણા આખા કુટુંબની આબરૂ પર પાણી ફેરવવાનું પગલું ભરી પાપકર્મમાં રમણલાલ સાથે પરોવાઇ છે. આ બનાવ મારી નજરે જોવાથી આપને જણાવવા સારૂ હિંમત કરી શકયો છું તો તેનો યોગ્ય બંદોબસ્ત કરશો.

એજ લી૦

કમભાગી કાન્તાનો સ્વામી.

કંચનલાલ.

કાગળ લખી ટપાલમાં રવાના કર્યો. નોકર કાગળ લઇ કુમારીના ખંડમાં કુમારીના કાગળો લેવા માટે ગયો નોકરના હાથમાં કાગળ જોઇ કાન્તાએ તે જોવા માગ્યો નોકરે કાગળ આપ્યો તેને ફાડી તેની બીજી નકલ કરી કાગળ ટપાલમાં રવાના કર્યો.

બીજે દિવસે સવારમાં રતનલાલ દુકાન પર બેઠા હતા. તેવામાં નોકરે ટપાલ લાવી ટેબલ પર મુકી. એક પછી એક સઘળા કાગળો તપાસવા માંડયા આખરે પેલો કંચનલાલવાળો કાગળ રતનલાલે ફાડયો ને વાંચવા માંડયું આમ વિચીત્ર લખાણ વાંચી તેને નવાઇ ન લાગી કારણ કે તે જાણતો હતો. પણ કંચનલાલના મનનું સમાધાન કરવા માટે જવાબ લખ્યો.

## પ્રત્યુત્તર

મણીપુર

પ્રિય કંચનલાલ.

આપનો કાગળ વાંચી બીના જાણી છે કદાચ આપના

હૃદયમાં વેમનો વાસો થયો હશે પણ તે વ્યર્થ છે કારણ કે રમણલાલ તથા કાન્તા કુમારી બાલ્યાવસ્થાથી સાથે ઉછરેલાં રમેલાં ને ભણેલાં છે તેઓ પિતાની હયાતીમાં પણ ઘણી વખત આનંદથી રમતાં અને તોફાન કરતાં કે જેથી સામા મનુષ્યને વેમ પડયા સિવાય રહે નહિ પણ તેથી પિતાજી ઉલટા આનંદિત થતા. પણ તે બાલ્યકાળના ભાવો હતા. હવે તેને તેવું વર્તન કરવું અયોગ્ય ગણાય માટે તેમ ન કરવા હું કાન્તાને આજે લખીશ. કદાચ તેનામાં રહેલા ભુતની અસરથી તે કદાચ ગમે તેમ વર્તન કરતી હોય તો પછી લાચાર છું કે મારે શું કરવું પણ તેને ધીરજથી સમજાવશો એટલે તે ઠેકાણે આવશે એજ.

લી૦

રતનલાલ.

કાગળ લખી રતનલાલે ટપાલમાં રવાના કર્યો બીજે દિવસે ટપાલવાળો કંચનલાલ અમરચંદના નામની બુમ મારતો ધનપાળશાહની પેઢી આગળ આવી ઉભો રહ્યો. તે કાગળ કાન્તાએ લીધો ને તેના ઉપર નીશાની △ કરી કાગળ કંચનલાલના ટેબલ પર મુકવા નોકરને કહ્યું કંચનલાલે કાગળ ફોડી વાંચી જોયો. ને વીચાર કરતાં કાગળ ટેબલ પર મુકયો આ વખતે કાન્તા કંચનલાલના ખંડમાં કોઇ દહાડો નહિ ને હસતી હસતી આવી આથી કંચનલાલ કંઇ સમજી શકયો નહિ. કાન્તાએ આવી કંચનલાલને કહ્યું વ્હાલા ગઇ કાલે હું આપને કંઇ બોલી ગઇ હું તેની ક્ષમા ચાહું છું કારણ કે આપ જાણો છો કે

મારામાં કંઇ બલા પ્રવેશી છે તે કોઇ વખત કંઇનું કંઇ કરે છે. આમ કાન્તાનાં વચન તથા રતનલાલના લખવા ઉપરથી કંચનલાલના મનમાં થયું કે હશે ગમે તેમ હશે પણ હવે આપણે એ બાબત કંઇ પણ બોલવું નહિ કાન્તાએ ધીમેથી કંચનલાલને કહ્યું ડીયર આપનો લેટર મળ્યો તે કોનો હતો. કંચનલાલે કહ્યું હા ! પ્રિયે ! આ રહ્યો તે કાગળ પણ તે કોઇના હાથમાં પ્રથમ ગયેલો જણાય છે તેના ઉપર કોઇએ નીશાની કરેલી છે. કુમારીએ કાગળ લઇ વાંચવા માંડયો. પોતાના ભાઇનો કાગળ જોઇ તે હરખાઇ. પણ કંચનલાલને પોતાના દાબમાં દબાવા માટે બોલી આ કાગળ મારા ભાઇને લખવાનું કારણ શું ? આપે મારે માટે કંઇ લખ્યું હશે. હું સમજી ગઇ કે તમોને હવે પૈસાની ખુમારી આવી હશે. હું પ્રથમથી જ જાણતી હતી કે તમો કેટલા દુષ્ટ માણસ છો તમોને જરી શરમ ન આવી કે હાથે કરી પોતાની આબરૂ ઉઘાડી કરીને મને નાહક બદનામ કરી તમારા જેવા મુરખ પતિ સાથે રહેવા કરતાં પ્રાણ તજવો હજાર દરજ્જે શ્રેયસ્કર છે.

મુર્ખો મળે ભરથાર તો જીંદગી બધી ધુળમાં મળી,
મનથી મળે જો મન (તો) જ્યમ સાકર દુધમાં જાય ભળી
તમ સાથમાં વસવું હવે, એ તો ભયંકર ભુલ છે.
જેને મળે તમ સરખા કંથ તેની જીંદગાની ધુળ છે.

.... શું આટલા માટે મેં તમારો પત્રો. મોકલ્યો. જેવું તમે

ખાઓ છો તેનું નામ બદનામ કરતાં જરી વીચાર ન આવ્યો.

જેનું ખાવું લુણ, જેથી સુખાયા તમ થયા,
તેવા સજન મનુષ્યના ઉપકાર શું ભુલી ગયા.
ખોટું કરી બદનામ તમ, શાને ફુલાઇ તો ગયા,
ધીક્કાર છે તમને હવે, આવ્યા ન આવ્યા તમ થયા.

કંચનલાલથી હવે સાંખી ન શકાયું એટલે કહ્યું કાન્તા હવે માફ કર, મારી ભુલ થઇ, હવેથી તેમ નહિ બને! આમ ગરગરો કંચનલાલ થયો એટલે કાન્તા ત્યાંથી ચાલી ગઇ એટલામાં રમણલાલ આવ્યા એટલે સર્વે બેઠાં બીચારા કંચનલાલને એક ભાંજગડ થયા કરતી કે કદાચ કાન્તા વાત કરશે ને મને મળતી મદદ બંધ થશે તો મારૂં કાર્ય અધુરૂ રહેશે કંચનલાલ ત્યાંથી ઉઠી બહાર ચાલ્યો ગયો એટલે કાન્તાએ સઘળી વાત રમણલાલને જણાવી. કંચનલાલે લખેલો કાગળ પણ બતાવ્યો ને રતનલાલે જવાબ આપેલો તે પણ બતાવ્યો કાગળ વાંચી રમણલાલ કંચનલાલ પર ગુસ્સે થયો પણ કાન્તા તેનો ભાવ સમજી ગઇ એટલે તેણે રમણલાલને શાન્ત પાડી કહ્યું મેં તેમને સખત ઠપકો આપ્યો છે ને હવે ફરીથી કોઇ વખત આપણા કામમાં આડ ન આવવા માટે પ્રતિજ્ઞા કરાવી છે. એટલે હવે તમે તે વાતથી અજાણ હો તેમજ વર્તન રાખશો. આ વાત કરી પાછું તેમનું પ્રેમ નાટક શરૂ થયું.

આ તરફ બહાર નીકળેલો કંચનલાલ પોસ્ટ ઓફીસમાં

આવ્યો ને પોતાના નામનું ખાતું ખોલાવ્યું ને તેમાં ચાર હજાર રૂપીઆ જમે કરાવ્યા. વાંચક તને વિચાર થશે કે આટલા પૈસા મેળવ્યા કયાંથી તો માત્ર એટલુંજ જાણવું બસ છે કે તે વખતો વખત રમણુલાલ તથા કાન્તા પાસેથી ગમે તેવાં ખોટાં બાનાં તથા ખોટા ખર્ચ બતાવી પૈસા પડાવતો હવે રમણુ તથા કાન્તા પહેલાં કરતાં વધુ ખુલ્લી રીતે બેસ ઉઠ કરવા લાગ્યાં એક દિવસ કાન્તા તથા રમણુલાલ સાથે ગાડીમાં બેસી ફરવા માટે નીકળ્યાં હતાં. તેઓ ચોપાટી પર આવ્યાં ત્યાં કાશીની ગાડી હતી. આ વખતે કાશી કોઇ અન્ય પુરૂષ સાથે ફરતી હતી. તેને કાન્તાએ જોઇ, વિચારમાં પડી કે કાશી આટલા બધા કયાંથી પૈસા લાવી. શું તે કાશી હશે? ના? ના? કોઇ અન્ય હશે. કાશીની નજર કાન્તા પર પડતાં તરતજ ઓળખી ગઇ પણ તે અહીં કયાંથી આવે આમ બંન્નેના મનમાં ભાંજગડ થયા કરતી આમ વિચાર વમળમાં ગોથા ખાતાં બંન્ને પોતપોતાના મકાને ગયાં કુમારીને તો એક મ્યાનમાં બે તલવાર જેવો ઘાટ થયો હતો પણ માત્ર તે તો રમણુનીજ મરજી સંપાદન કરવામાં પોતાના કાર્યની સફળતા માનતી હતી તે તો તે કરી ચુકી હતી. ઘેર આવ્યા પછી સર્વે સઉ સઉના ઠેકાણે ગયાં તો વાંચક હવે આપણે પણ ઘણા વખતથી રહી ગયેલી કાશીના ઠેકાણાને તપાસીએ.



# પ્રકરણ ૬ ઠું

## કુલટા કાશી

કાશી ગણાતી કુળવતી, કુલટા બની તે આજ છે;
જેણે તજી લાજ જગની, નાનુંશું તેને રાજ છે.

કાશી ચોપાટી પરથી ઘેર આવી કાન્તાના વિચાર કરતી હતી. આ વખતે તેના મકાનમાં કોઇ ન હતું. શું કાન્તાબા મને ઓળખી ગયાં હશે ને ઓળખી હશે તો ય શું! આમ વિચાર કરે છે એટલામાં એક ગાડી ત્યાં આવી ઉભી રહી એક ગૃહસ્થ જેવો જણાતો નવીન પુરૂષ તેના મકાન આગળ આવી ઉભો રહ્યો. તેને ઉભો રહેલો જોઇ કાશીએ દાસીને મોકલી એટલે પેલા આવેલા માણુસે તેને પુછયું કે અહીં આગળ પેલી પ્રખ્યાત કાશી કયાં રહે છે તરતજ દાસીએ કહ્યું કે આ મકાનમાં રહે છે. આવેલો માણુસ અંદર મકાનમાં ગયો કાશી સામે આવી પુછવા લાગી કેમ શેઠજી કોનું કામ છે. આવો બેસો કહી ખુરશી દેખાડી આવેલો માણુસ ખુરશી પર બેઠો. બાદ કાશીએ ચા લાવવા બુમ મારી દાસીએ ચા લાવી હાજર કરી. હુકમ થતાં જ ચા આવી જોઇ શેઠ સમજ્યા કે કોઇ ખાનદાન કુટુંબની સ્ત્રી છે. ઠીક થયું કે આપણે કુલટા ન કહી. પણ હવે શા કામ માટે આવ્યા છો પુછશે ત્યારે શો જવાબ આપીશ. એ વિચાર કરતા હતા ત્યાં કાશીએ પાન આપ્યું પાન આપતાં જ શેઠનો હાથ

દબાયો. હાથ દબાતાં જ જેમ સર્પ દંશથી માણસને આખા શરીરમાં ઝમઝમાટ ચઢે તેમ શેઠને કામદેવનો દંશ થયો ને આખા શરીરે પ્રસરી ગયો. પણ શેઠ હતા ઇશ્કના ઇજારદાર એટલે તરત જ તેમણે કાશીની આંગળી ડાબી. આથી કાશી સમજી ગઇ કે શેઠ કોઇ ઇશ્કી જણાય છે ખરા. જોયું વાંચક! કાશી કુલટાની કરામત. એ તો એના જે રસીયા હોય તે જ તે ગત જાણે. અત્યાર સુધી જે અબોલા હતા તે તુટયા ને વાત-ચીત શરૂ થઇ. હાસ્યરસનો પ્લોટ શરૂ થયો ને થોડીવારમાં સીન ટ્રાન્સફર થતાં પ્રેમાલિંગનનો પડદો પડયો ને આખરે સ્નેહ સાગરના અગાધ જળમાં બંને ડુબી ગયાં. વાંચક જો તું અજાણ હોઇશ તો તો જરૂર તારાથી બોલાઇ જવાશે કે વાહ કુલટા વાહ! બંને પાછાં સ્નેહ સાગરમાંથી નીકળી કીનારે બેસી વાર્તાલાપ કરવા લાગ્યાં. હવે તો કાશી જેમ ચેતક વર્ષાદની રાહ જુએ ને મેઘ ગાજતાં મુખ પહોળું કરી બેસે તેમ કાશી કામથી પરવારી એટલે શેઠના ખીસ્સા પર આંખ ફેરવવા લાગી. એટલામાં શેઠનો હાથ ગજવામાં ગયો ને તરતજ પાછો નીકળ્યો ખાલી ગજવામાં ગયેલો હાથ પાછો કાગળ લઇ બહાર આવ્યો. જાણી કાશી હરખાઇ આશાવાદી શેઠે લીલી નોટનાં દર્શન કરાવ્યા નોટ આપતાં શેઠ પણ નયન શર મારવા ચુકયા નહિ તેમ નોટ લેતાં કાશી સુધા ચુંબનનું પાન કરાવવા ચુકી નહિ શેઠજી નીર-ઉપાયે ઉઠી ચાલતા થયા. કાશીને તો હવે ટંકશાળ શરૂ થઇ ગયું ને બીચારીને ક્યાં ખબર છે કે ત્યારે ખરી ખરાબ સ્થિતિ

આવશે ત્યારે કોઇ ખાવા નહિ આપે કે બોલાવશે પણ નહિ, એટલું નહિ પણ મારા પર થુંકશે સરખાયે નહિ.

શેઠ ગયા કે તરતજ ભૈયો આવ્યો તે પણ કંઇ ભેટ આપી ચાલ્યો ગયો. વાંચકવૃંદે જાણી લેવું કે તેના મકાનપર જે કોઇ આવે તે સ્નેહ સરીતામાં સ્નાન કર્યા વિના જાયજ નહિ. હર વખત એવી હલકી બાબતો લખવી તે યોગ્ય ન ગણાય. ભૈયાના ગયા પછી પણ બેત્રણ માણસો બીજા આવી ગયા જેમ ગુરૂજી પાસે ચેલો નમવા જાય ત્યારે ગુરૂને દક્ષણા આપવી પડે પછી જે પોતાની શ્રદ્ધા તેમ આ વાંઢા વિશ્રાન્તી મઠના વિશ્રામદાસજી ગુરૂ પાસે જે બળતા હૃદયના વાંઢા જાય તેમને શાન્ત પાડી આનંદ આપે તે કેવી રીતે દક્ષિણા આપ્યા વિના જઇ શકે ? હવે કાશીનો ધંધો ધમધોકાર ચાલવા લાગ્યો. આમ એક વર્ષ ધંધો ધમધોકાર ચાલ્યો તેટલામાં તો તેણે ઘણા જણોને રખડતા કર્યા. કહેવત છે કે "રંડીયોકે યાર સદા ખુવાર" ની માફક તેઓ ખુવારજ થવાના જ્યાં સુધી પૈસા હોય ત્યાં સુધી પ્યાર. પૈસા થઇ રહ્યા કે બહાર નીકળવા થાવ તૈયાર. આખા શહેરમાં કાશી કુલટાના નામથી પ્રખ્યાત થઇ કુદરત પણ તેના પ્રત્યે કૃપાળુ બની દિન પ્રતિદીન તેના સૌંદર્યમાં વધારો કરતી જતી. કુદરત પ્રથમ દરેક મનુષ્યની દુષ્ટ વાંચ્છના પુરી કરે છે ને તેને છેક શીખર સુધી ચઢવા દઇ જેમ હવાની લેરમાં ઉડતું પક્ષી હવા બંધ થતાં નીચે પડી તરફડીયાં મારે છે તેમ દરેક મનુષ્ય દુષ્ટ વાંચ્છનાઓ પુરી થતાં મલકાય છે ને આખરે પસ્તાય

છે. કાશીનો ધંધો ધમધોકાર ચાલતો હતો પણ આખા શહેરની વેસ્યાઓનો રોજગાર તુટી જવા લાગ્યો. જેમ જેમ આવક વધતી જતી તેમ તેમ હવે તેને નવા વિચાર આવવા લાગ્યા હવે તેણે એક રસ્તાપર મકાન રાખી ત્યાં પોતાનો ધંધો શરૂ રાખવા વિચાર કર્યો તપાસ કરતાં એક રસ્તાપર સુંદર મકાન મળી ગયું તે વેચાણ રાખવા વિચાર કર્યો પણ હાલ તુર્તમાં તેટલા પૈસા નહિ હોવાથી ભાડે રાખ્યો. ને એક ભૈયો નોકર રાખી દરવાજે બેસાડતી હવે તેણે જે હાલ મવાલી આવતા તેવા માણસો બંધ કર્યા તેના બદલામાં ઠાકોરો ને ઉમરાવો આવવા લાગ્યા પહેલાં કરતાં હવે વિશેષ કમાઇ આવવા લાગી. જ્યાં કુદરતની અમીદ્રષ્ટી થાય છે ત્યાં લક્ષ્મીની રેલમછેલ થઇ રહે છે. પણ આખરે બુરાનું બુરૂં ને સારાનું સારૂં ફળ મળે છે.

હવે કાશી પોતાનું જુનું મકાન બદલી કાન્તાના મકાનના લત્તામાં મકાન ભાડે રાખ્યું. હવે કાશીના મનમાં નવો વિચાર ઉત્પન્ન થયો કે હરવખત દરેક માણસો સાથે આવાં કામ કરવાથી શરીરની પાયમાલી વહેલી થાય માટે કોઇ બેચાર ઉમરાવ જાદા પકડી રાખવામાં મઝા છે પણ લક્ષ્મીની લાલચ મહા બુરી છે આ વિચાર તેના મનમાં થયો ત્યારે તેની પાસે પંદર હજાર રૂપીઆ રોકડા હતા. ને ઉપરાંત ચાર હજારના દાગીના તથા બાજનું ફરનીચર તથા કપડાંલતાં વિગેરે થઇ પચીસ હજારની મીલકતવાળી થઇ હતી. તો હાલ તો તેને અહીં રહેવા દઇ ચાલો વખતની ચીપુરી પલટો એવો જોઇએ કે તે શું કરે છે.

ભીમો કાશી પાસેથી નીકળ્યા એક ધનાઢય શેઠને ત્યાં ગાડી હાંકવા માટે રહ્યો તે શેઠ બીજો કોઇ નહિ પણ આપણા રમણ-લાલના પિતા હતા. તેને કાન્તા સાધારણ ઓળખતી હતી. તે પોતાને ત્યાં નોકર હતો પણ ભાગ્યેજ તેના જોવામાં આવતો તે ઘણી વખત ગાડી લઇ રમણલાલ સાથે કાન્તાના મકાને આવતો પણ તેને ખબર ન હતી કે આ ધનપાળ શાહની પેઢી છે ને અહીં કાન્તાબા રહે છે. એક દિવસ રમણલાલને ગાડીમાં લઇ જતો હતો તો માર્ગમાં તેની નજર એક મકાન પર પડી તે વખતે કાશી જરૂખામાં બેઠી હતી તેની અને ભીમાની નજર એક થઇ એટલે કાશીએ દાસીને બોલાવા માટે મોકલી વાંચક હવે કાશીને કુલટાના નામથી ઓળખીશું. દાસીએ આવી ગાડીવાનને કહ્યું ભાઇ ચાલો અમરાં શેઠાણી આપને બોલાવે છે એટલે ભીમે ગાડી તે તરફ વાળી ને મકાન નજીક ગાડી ઉભી રાખી અંદર ગયો ગાડીમાં રમણલાલ બેસી રહ્યા અરધા કલાકે ભીમો પાછો આવ્યો ને ગાડી હાંકી ચાલવા માંડયું માર્ગમાં રમણલાલે તે સુંદરીને જોઇ હતી તેના સૌંદર્યના જવાળા રમણલાલના શરીરને દાહ દેઇ ગઇ હતી. એટલે રમણલાલે કહ્યું ભેમા અત્યાર સુધી ત્યાં શું કરતો હતો એટલે ભેમે કહ્યું શેઠજી તે મારાં જુનાં શેઠાણી છે તેમને ત્યાં હું નોકર હતો શેઠના કરનાં તેમનો મારા પર બહુ ભાવ હતો પણ હું નીકળી ગયા પછી આજેજ મળ્યો. તેથી મને બોલાવ્યો ને જરી નાસ્તો આપ્યો તેથી ખાવા માટે બેઠો હતો તે જરા મોડું થયું. ભીમા

તેં તો ઘણી વાતો તારી શેઠાણી સાથે કરી તારાં શેઠાણી તો ઘણાં રૂપાળાં જણાય છે ભીમો સમજી ગયો કે શેઠની નજર બગડી લાગે છે તેથી તેણે કહ્યું શેઠજી શેઠાણીતો રંગરાગનાં રસીયાં છે.

રમણ—ત્યારે તો તું રહેતો હોઇશ ત્યારે તને ઠીક મઝા પડતી હશે.

ભેમો—શેઠ ! ઘણી વખત એવું બનતું કે મોટા મોટા શેઠીયાઓ પણ શેઠાણીને મોહી પડતા.

રમણ—પણ તારે તો કંઇ બન્યું નથી ને ? શું તારાં શેઠાણી એવાં છે ?

ભેમો—શેઠ નથી એટલે તેવાં બને તેમાં નવાઇ શી ?

રમણ—ત્યારે તો હવે તુંજ ખબર લેવા જતો રહીશ ખરૂં કે ?

ભેમો—હાસ્તો ! વખત મળશે ત્યારે ઘડીવાર જઇ આવીશ, આપણા ઉપર પ્રેમ રાખે ને ન જઇએ તો ખોટું ન લાગે.

રમણ—ત્યારે તો તું તારી શેઠાણીને કોઇનો સંબંધ બંધાવી આપે ખરો કે ?

ભેમો—શેઠજી, હું તો ચીઠીનો ચાકર. ખબર કહું ખરો કારણ કે તેમની ઘણી ખરી વાત મારાથી અજાણી રહેતી નથી.

રમણ—ઠીક ત્યારે તો કોઇ વખત જોવાશે.

એટલામાં દુકાન આવી રમણ ઉતરી દુકાનમાં ગયા બાદ ભીમો ગાડી લઇ ઘર તરફ ગયો પણ તે ઘેર ન જતાં સીધો

કાશીના મકાન પર ગયો. રમણલાલને સૌંદર્યનું ભુત વળગેલું હોવાથી તે ભાડાની ગાડી કરાવી ત્યાં જવા નીકળ્યો. પોતાની ગાડી બહાર ઉભેલી જોઇ, તે ગાડીમાંથી ઉતરી ઉપર ગયા આ વખતે ભેમો તથા કાશી પ્રેમ સાગરમાં નહાતાં હતાં. રમણુલાલ સમજી ગયો કે જરૂર આ પ્રેમ પંખીડું મારા પ્રેમમાં ફસાય તો આપણને સ્વતંત્રતા મળે ને કંચનલાલની ઉપાધી ટળી જાય. ભીમો રમણુલાલને જોઇ ઉભો થયો ને એક બાજુ જઇ ઉભો રહ્યો. એટલે કાશીએ ભેમાને જવા માટે ઇશારો કર્યો એટલે ભેમો ચાલ્યો ગયો. તે પોતાની ગાડી લઇ ઘેર આવ્યો. હવે મકાનમાં રમણ તથા કાશી બંને રહ્યાં. હવે કુલટાએ પોતાની જાળ બીછાવા માંડી. તેની જાળમાં આ માછલું સપડાયું બંને સ્નેહ સરવરમાં સ્નાન કરવા લાગ્યાં. બાદ રમણુલાલે ગજવામાંથી નોટ કાઢી કાશીના હાથમાં આપી. કાશીના તકદીરે જોર કર્યું સોની નોટને બદલે પાંચસોની નોટ મળી હવે કાશી સમજી ગઇ કે આવા એકાદને હલાલ કરવામાં આવે તો આપણું દરિદ્ર મટી જાય રમણુલાલ ગયા ને ભીમો પણ ગયો હવે ભેમા પર રમણુલાલ વિશેષ પ્રેમ બતાવવા લાગ્યા. કારણ કે પોતાનું છાનું કર્મ કોઇને જાહેર ન કરે અગર તો કાન્તાને ન જણાવે.

હવે ધીરે ધીરે રમણુલાલનો ઘણોખરો મોજશોખ કાશીના ભુવનમાં જતો. રમણુલાલનું દીલ તો કાન્તા ઉપર હતું પણ કંચનલાલની ડખલગીરીથી કુલટાના મકાને રહેવા વધારે પસંદ કર્યું. એક દીવસ કુલટા અને રમણુલાલ ચોપાટી પર ફરવા ગયાં,

તેજ વખતે કાન્તા અને કંચનલાલ પણ ફરવા ગયાં હતાં. કાન્તાની નજર એક ગાડીમાં બેઠેલી બે વ્યકિત પર પડી તો રમણુલાલ તથા તેની સાથે કોઇ નવયોવના નજરે પડી. રમણુ-લાલ વાતોમાં હોવાથી કાન્તાને જોઇ શકયો નહિ તેઓ ચોપાટી પર ફરી પાછાં ઘર તરફ વળ્યાં રમણુલાલ કાન્તાના મકાને ગયો પણ કાન્તા બોલી નહિ આથી તેના મનમાં કુલટા સાથે ફરવા જતાં કાન્તાએ જોયો હશે ને તેથી આમ રીસાઇ લાગે છે એમ થયું મનમાં ગુસ્સે તો થયો પણ કાન્તાને બોલાવવા માટે બોલ્યો.

રમણુ—કેમ પ્રિયે ! તમારૂં મુખ ઉદાસ દેખાય છે શું ? કંચનલાલે કામણુ કર્યું કે શું ?

કાન્તા—જ્યારે તમો કામણુ કરતાં શીખો તો તે તો મારા પતી છે શામાટે ન કરે તમે તમારે નવનવા શીકાર શોધતા ફરો ને બીજાંને બાળ્યાં કરો !

પોતાની વાત કાન્તા જાણે છે એમ રમણુલાલને પુર્ણ ખાત્રી થઇ તેથી તે જરા ગુસ્સો કરી બોલ્યો તમે આ શું બોલો છો કંઇ જાણ્યા સિવાય કલંક ચઢાવતાં વીચારજો નહિતર આપણી સદા નભશે નહિ. એ તો અમારે ત્યાં અમારા સગાની છોડી આવી હતી તેને ચોપાટી પર ફરવા જવું હતું તો સાથે તેડી ગયો હતો. તેમાં તમો વગર ઓળખ્યે ખોટો વેમ લાવી ગમે તેમ બોલો તે શું વ્યાજબી છે ? આવું ખોટું તહોમત મુકવું તે તમારે ને મારે શરમાવા જેવું છે. જો મારે એવું કરવું

હોત તો શી ખોટ હતી ? ને તમારા કરતાં તેનામાં શી વિશેષતા હતી કે તેની સાથે હું બે દિવસના મહેમાન સાથે જીવ લગાડું.

હવે કુમારીની શંકા દુર થઇ ને તેણે સ્મીત હાસ્ય કરી પાછું રમણના સામું જોયું જોતાંની સાથેજ રમણનો ગુસ્સો ચાલ્યો ગયો. પાછાં બંને વાર્તાલાપ કરતાં બેઠાં. એટલામાં કંચનલાલ આવી પહોંચ્યા. તેમને જોઇ રમણલાલે પુછ્યું કેમ દાકતર સાહેબ અભ્યાસ બરાબર ચાલે છે ને ? હવે તો આ વર્ષ પાસ થયા પછી દવાખાનું કાઢવાનો વિચાર છે એક ઓપરેશનનો કેસ કરવાનો છે માટે જાઉં છું કહી તે વિદાય થયા. રમણ પણ તેમના ગયા પછી ઉઠી ચાલતા થયા કાન્તાએ રમણલાલને કહ્યું આજે બપોરના જરી તમારી ગાડી મોકલજો અમારી ગાડી મુનીમ બહાર જવાના હોવાથી લઇ જવાના છે ભોળો રમણ કંઇ સમજી શકયો નહિ વાંચક ! તને પણ શંકા થશે કે કુમારીએ બે વાગે ગાડી શા માટે માગી હશે તે આગળ જણાશે. રમણલાલ સારૂ કહી વિદાય થયા. બપોરના બે વાગે ભીમો ગાડી લઇ આવી ઉભો રહ્યો. ભેમાને ઉપર બોલાવી કાન્તાએ પુછ્યું કેમ ભીમા તારા શેઠ કયાં છે. ભેમાએ કહ્યું બાસાહેબ ! હાલજ તેઓ કામને પ્રસંગે કોઇને ત્યાં ગયા છે. ને મને અહીં મોકલ્યો છે, એટલે કાન્તાએ કહ્યું ભેમા ચાલ તારા શેઠ જેને ત્યાં ગયા હોય ત્યાં ગાડી લઇ ચાલ. લે આ તેના બદલામાં ઇનામ કહી ભેમાને પાંચ રૂપીઆ ઇનામ આપ્યું. ભીમો નોટ લઇ કુમારીને લઇ.તે કાશીના મકાન તરફ ચાલ્યો. તે કાશીના

મકાન પાસે આવ્યો એટલે કહ્યું ખાસાહેબ આ મકાનમાં તેઓ ગયા છે કાન્તાએ મકાન ધ્યાનમાં રાખ્યું ને પછી પોતાને ઘેર આવી. રમણુલાલ પણ ત્યાંથી નીકળી કાન્તાના મકાનપર આવ્યા થોડો વખત વાતચીત કરી પાછો પોતાના મકાને ગયા. આ વખતે રમણુલાલના પિતાએ રમણુલાલને કહ્યું ભાઈ! આજકાલ તમો બહાર બહુ ફર્યા કરો છો. એમ મારા જાણવામાં આવ્યું છે. આપણે વધુ વખત રખડવું તે આબરૂને બટો લગાડવા જેવું છે. આથી રમણલાલના મનમાં વેમ આવ્યો કે પિતાજીને કદાચ ભેમાએ કહ્યું હશે! નહિતર આજ કેટલા વખતથી એક શબ્દ પણ મને કહે નહિ ને આજ આ શબ્દો પિતાજીના મુખથી નીકળ્યા. માટે હવે એ નોકર ન જોઇએ. એટલામાં રામો ગાડી લાવ્યો. તેને ગુસ્સાથી રમણે કહ્યું રામા લે તારો પગાર ને આજથી તું તારી નોકરી શોધી લેજે. કારણકે હવે મોટર હોવા છતાં નાહક ઘોડાનું ખર્ચ નકામું રાખવું અમને ઠીક લાગતુ નથી. ભેમો પગાર લઇ કુલટાના મકાનપર સીધો ચાલતો થયો. કુલટાને સઘળી બીના જણાવી. કુલટાએ પોતાને ત્યાં રહેવા કહ્યું. ભેમો હવે નોકર મટી એક માલદારનો ખાવિંદ બન્યો. સારાં સારાં કપડાં પહેરવા મળ્યાં. સાથે મનગમતા પૈસા વાપરવા મળ્યો એટલે હવે ભેમો તો રોજ રાણી છાપ બ્રાન્ડી સીવાય પીતો નહિ. ને હાથીછાપ સીવાય સીગરાતે વાપરતો નહિ.

એક દિવસ રમણુલાલ કુલટાના મકાને આવ્યા ત્યારે

ભેમો ત્યાં હતો. રમણુલાલે આ વખતે ભેમાને ઓળખ્યો નહિ તેથી તે એમ સમજ્યો કે કોઇ માણસ હશે! ધારી બહાર બીજા ખંડમાં જઇ બેઠા. એટલે કુલટા ઉઠી તે ખંડમાં ગઇ, એટલે ભેમો બહાર ચાલ્યો ગયો. કુલટા તથા રમણ આનંદ ભોગવી વિખુટાં પડયાં.

રમણુલાલ બહાર નીકળી જતા હતા તેવામાં કાન્તાની ગાડી ત્યાં આગળ આવી, કાન્તાથી મોટર રમણુલાલની હતી તેમાં કોણ હતું તે જાણી શકાયું નહિ પણ એટલું તો ધારી શકી કે રમણુલાલ સીવાય અન્ય હોય નહિ. પણ નક્કી કરવા કાન્તા કુલટાના મકાન પર ગઇ આ વખતે કુલટા સુઇ રહી હતી. કોઇ અજાણી બાઇને પોતાના ખંડમાં પ્રવેશતી જોઇ બેઠી થઇ ને આવકાર આપી બેસવા જણાવ્યું. ચાનો હુકમ થતાં ચા આવી હાજર થઇ. કાન્તાએ ચા પીવાં ના પાડી એટલે કુલટા તેની આંખો સામું ટગર ટગર જોવા લાગી. પણ કોઇ કોઇને ઓળખી શકયું નહિ આમ મૌન ઘણો વખત ચાલ્યું આખરે કાન્તાએ પુછ્યું હે ભલી બાઇ ઘડી પહેલાં આપને ત્યાં કોણ આવ્યું હતું કે જે મોટરમાં બેસી હાલજ ગયા. કુમારીએ કહ્યું ભલી બાઇ! આપનો તેમની સાથે શો સંબંધ છે. કુલટા ચાલાક હતી તે સમજી ગઇ કે આ કોઇ રમણુલાલની તપાસ કરવા આવી હશે તેથી તેણે કહ્યું. બાઇ સાહેબ! હું તમને ઓળખતી નથી તેથી તે માણસ બાબત હું આપને કંઇ જણાવી શકતી નથી. પણ તેઓ તો અમારા આડતીયા શેઠ હતા. ભેમાને જોઇ

કાન્તા બેમાને ઓળખી ગઇ પણ તે અહીં આવી સ્થિતિમાં ક્યાંથી ને કેમ કરી આવ્યો તે જાણવા મન થયું. બેમાને જોઇ કુલટા ઉઠી ઉભી થઇ એટલે કાન્તા સમજી ગઇ કે આ બેમો નહિ પણ તેનો સ્વામી હશે. હવે વધુ વખત ન બેસવું યોગ્ય ધારી તે ઉઠી ચાલવા લાગી. રમણલાલ અહીં આવતા ત્યારે આ કુલટા તો ન હોય? કાન્તા કુલટાના મકાનેથી નીકળી પોતાના મકાને આવી ને પોતાના દિવાનખાનામાં જઇ પલંગપર પડીને પોતાના મનમાં રમણલાલ માટે અનેક વિચારો આવવા લાગ્યા. આ વખતે કંચનલાલ પોતાના ખંડમાં બેઠા બેઠા વાંચતા હતા. કાન્તા તથા કંચનલાલ બંનેની એક નજર થતાં બંને હસી પડયાં. કાન્તાએ કહ્યું વ્હાલા! મને બે ત્રણ દિવસથી પેલું વળગાડ પાછું સતાવે છે આજે હું એક ભુવા પાસે ગઇ હતી ને મેં તેને રૂપીઆ પચાસ આપ્યા એટલે તેણે તે ભુતને જડમુળથી બાળી ખાખ કરી નાખ્યું, હવે મને તેની અસર જણાતી નથી. એટલામાં ટપાલી કાગળ લઇ આવ્યો. કાગળ કાન્તાના નામનો હતો એટલે તેણે કાગળ ફોડી વાંચવા માંડયો. તે પોતાના ભાઇ રતનલાલનો હતો ને તેમાં જણાવ્યું હતું કે આવતી કાલે રાત્રે મેલમાં નીકળી સવારે સાત વાગતાં મુંબઇ આવનાર છું. કાન્તાએ કંચનલાલને કહ્યું ને સવારે મુંબઇ સ્ટેશને ભાઇને તેડવા જવા માટે વિચાર કર્યો. બપોરના રમણલાલ તરફ ખબર મોકલાવી, તો વાંચક! ચાલોને આગળ તપાસીયે કે રતનલાલ શા માટે મુંબઇ આવે છે.

# પ્રકરણ ૭ મું

## ચઢતી પડતીનો ચમત્કાર !

ચઢતી જેની જગતમાં, પડતી તેની આવતી'
દુઃખ સુખની છાંયડી, એક પછી એક જાગતી.

પ્રિય વાંચક ! આપણે ઘણો વખત થયો રતનલાલની તપાસ લીધી નથી તો તેમની તપાસ કરીએ. પિતાના મરણ પછી અને બેનના લગ્ન પછી તેમનો વેપાર કેવો ચાલે છે તે તપાસીએ. રતનલાલનં વહુને તેડાવ્યે આજે લગભગ પંદર દીવસ થઇ ગયા હતા. તેનું નામ ગુણસુંદરી હતું તેનામાં નામ પ્રમાણે ગુણ હતા. હવે આપણે આપણી મુળ વાર્તા તરફ વળીએ.

રતનલાલના પિતાના મરણ પછી પોતાની પત્ની ઘેર આવી એટલે હવે દુકાન પર જવાનું ધીમે ધીમે બંધ કરવા માંડયું ને સઘળો બોજો મુનીમ ઉપર નાખ્યો, થોડા વખત સુધી કોઇને કોઇ પણ જાતની શંકા આવી નહિ પણ હવે રતનલાલ બીલકુલ દુકાન ઉપર આવતા નહિ તેથી દુકાનમાં ઘણી અંધાધુંધી ચાલવા લાગી માત્ર રતનલાલને ત્યાં રોજની ડાયરી જતી તે પણ તપાસવાની વખત રતનલાલને ન હતી. તને એમ શંકા થશે કે રતનલાલ એવા કયા કામમાં હતા કે એટલી ડાયરી તપાસવાની વખત ન હતી ? તો મારે જણાવવું જોઇએ કે તેની પત્ની ગુણસુંદરીના રૂપરંગ પાછળ દિવાનો બન્યો હતો. એટલે આખો

દિવસ તે તેની પાસેંજ બેસી રહેતો. ગુણસુંદરીને પણ એક દિવસ એવો મળ્યો ન હતો કે સાસુ જોડે બેસી વાત કરે. આખો દિવસ એકજ ખંડમાં ફેંધાઇ રહેવું ગુણસુંદરીને પસંદ ન હતું પણ શું કરે મોટાંના ઘરની વાતો મોટી. હવે રતનલાલની સંપત્તિમાં ઘટાડો થવાનો આરંભ થઇ ચુકયો. તે એટલે સુધી કે રતનલાલની અરધી મિલ્કત લોકોના હાથમાં ચાલી ગઇ છતાં રતનલાલની આંખ ઉઘડતી નહિ એક દિવસ ગુણસુંદરી તથા રતનલાલ વાત કરતાં બેઠાં હતાં, રતનલાલના હાથમાં સળગતી બીડી હતી ને તેવી સ્થિતિમાં તેઓ નિંદ્રાવશ થયા. એટલે ગુણસુંદરી સાસુને મળવા માટે નીચે ગઇ હાથમાંની બીડી ગોદડામાં પડવાથી ગોદડું સળગ્યું રતનલાલ દઝાયો એટલે જાગી ઉઠયો. પણ ગુણસુંદરીને નહિ જોવાથી તે નીચે આવવા લાગ્યો પણ ઘરમાં આગ લાગી છે તેનુંયે ભાન રહ્યું નહિ. આગે હવે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું ને શેઠના મકાનના ત્રીજા માળને જોતજોતામાં ભક્ષ કરવો શરૂ કર્યો. આગના ભડકા બહાર નીકળવા લાગ્યા. લોકોના જાણવામાં આવતાં બંબાવાળાને તાર કર્યો. બંબો આવી પહોંચ્યા. આગ બુઝાવી નાખવામાં આવી. રતનલાલને તેનું ભાન સરખુંય ન હતું એટલામાં મુનીમ ટપાલ લઇ આવ્યા. તેમાં મુંબઇની પેઢી ખોટમાં ડુબવાનું જણાવ્યું હતું. છતાં રતનલાલને કંઇ લાગ્યું નહિ એટલે મુનીમે કહ્યું ભાઇ! આમ કરશો તો થોડા વખતમાં આપની તમામ મિલ્કત આવી જશે ને આખરે પસ્તાવા વખત રહેશે હવે

રતનલાલના મન ઉપર મુનીમના શબ્દોની અસર થઇ. પોતાના સ્વામીના મન ઉપર જુદી અસર થયેલી જાણી ગુણ સુંદરીએ પડતા પર પાટું માર્યા જેવો ઘાટ કર્યો. તેણે તરતજ કહ્યું સ્વામી! આપ આખો દિવસ મારી સાથે રંગરાગ રમવામાં વિતાવશો પણ જ્યારે મુનીમના કહ્યા પ્રમાણે થશે ત્યારે આપણો પ્રેમ પણ તમારી લક્ષ્મી સાથે ચાલ્યો જશે? તો પહેલેથી પાળ બાંધવામાં આવે તો તે પ્રેમ કાયમ નભે. માટે તમો મુંબઇ જઇ હિસાબ તપાસી પેઢી ન ચાલે તો કાઢી નાખો. આ વાત રતનલાલને એક રીતે રૂચી, કારણ કે આવી છુટક પેઢીઓ હોય ત્યારે પોતાને પોતાની પ્રાણપ્યારીથી દુર ખસવા વખત આવે માટે ગમે તે ભોગે તે પેઢી બંધ કરવી. આમ વિચાર કરી મુંબઇ જવાનું નક્કી કરી કાગળ કાન્તા ઉપર લખ્યો હતો.

બીજે દિવસે રતનલાલ મુંબઇ જવા માટે ઉપડયા રાતના એક વાગે મુંબઇ આવી પહોંચ્યા, સ્ટેશન પર સર્વે હાજર હતાં, મોટરમાં બેસી સર્વે ઘેર ગયા. રતનલાલ તથા કાન્તા અને કંચનલાલ દીવાનખાનામાં બેસી વાતચીત્ત કરવા લાગ્યાં, ચા આવી સર્વેએ પીધી. બાદ સુવાના રૂમમાં સૌ સૌ ચાલ્યાં ગયાં બીજે દિવસે સવારમાં આઠ વાગતાં રમણલાલ મોટર લઇ રતનલાલને મળવા આવ્યા. રમણલાલ રતનલાલને જોઇ આનંદમાં આવી સેકહેન્ડ કરી બેઠા બાદ રતનલાલે જણાવ્યું કેમ ભાઇ! આમ અચાનક આવવું પડયું શું કંઇ જરૂરી કામ છે? એટલે રતનલાલે જણાવ્યું ભાઇ રમણલાલ તમારી સલાહની

મારે જરૂર છે કારણ કે પિતાજીના મરણ પછી પિતાજીની અરધી મિલ્કત ક્યાં ચાલી ગઇ તેનો કંઇ હિસાબ જણાયો નહિ ને તેમાં વળી આ મુંબઇની પેઢી ડામાડોળ જણાય છે હવે મારે શું કરવું તે રસ્તો બતાવશો ? એટલામાં મુનીમ ચોપડા લઇ આવ્યા. ચોપડા ટેબલ પર મુકી મુનીમ એક બાજુની ખુરશી પર બેઠા, રતનલાલે ચોપડો લઇ રમણુલાલને આપતાં કહ્યું ભાઇ ! આ હિસાબ જરા તપાસી નાખોને તેમાં શું સમજાય છે ? તે જુઓ જોઇએ. રમણુલાલ જે હજારો ચોપડાનો રોજનો ફેરવનાર તેણે તરતજ ચોપડાનાં પાનાં એક પછી એક ફેરવવા માંડયાં. પોતાને જ્યાં શંકા પડતી ત્યાં મુનીમને પુછી ખુલાસો મેળવતો ગયો આખરે બધો ચોપડો ફેરવી નાખ્યો તો તેને સમજાયું કે પેઢી ખોટમાં છે. તેથી રતનલાલને કહ્યું ભાઇ જો કે પેઢી અત્યારે ખોટમાં જણાય છે પણ તે રકમ એટલી બધી નથી કે જેથી આપને સોસવું પડે ! માત્ર બે લાખ રૂપીઆની નજીવી ખોટ છે. બે લાખનું નામ સાંભળી રતનલાલ આભોજ બન્યો કારણ કે રમણુલાલ જેવા કોટયાધી પતિના પુત્રને બે લાખ રૂપીઆ બસો જેટલા હતા. તેથી તે તે રકમને જુજ માનતો હતો. રતનલાલે જણાવ્યું ભાઇ! હવે આ ખોટ પુરવી કયાંથી ? કારણ કે પિતાની એટલી રકમ ભાગ્યેજ રહી હશે રમણુલાલે જણાવ્યું કે કાલથી પેઢી બંધ કરો ને નામ નાદારીમાં નોંધાવી નાખવું. આમાં રતનલાલ પાસે પોતાના પીતાના માત્ર પોણોલાખ રૂપીઆ હતા તે પોતાના મિત્રને બાદ્ધનમાં

આવેલો જાણી માડવાર કરી નાખો. નાદારીમાં નામ નોંધાયું, પોતાના ગામમાં પણ લોકોના જાણવામાં આવ્યું ને લોકો પણ કહેવા લાગ્યા કે રતનલાલની પડતીનાં પગથીયાં ચણાવા લાગ્યાં. ગામમાં કેટલાકની થાપણો હતી તે બધાંયે ઉપાડી લેવા માંડી. એટલે મુનીમે ચુકવવા માંડી. માત્ર હવે લક્ષાધિપતિ કહેવાતા રતનલાલ પાસે માત્ર ત્રણ ચાર હજાર રૂપીઆ મુડીમાં રહ્યા. તેમાં વળી આ સાલ રૂનો સટ્ટો કરેલો હોવાથી મંદી આવવાથી એક લાખની ધાપ વાગી. હવે માત્ર મકાનપર આવી પડયું. મકાન વેચાયું. આમ પોતાના સ્વામીની અથાગ મિલ્કત પવન માફક ઉડી ગયેલી જાણી, લક્ષ્માંડોસી અબક ખાઇ મરણ પામ્યાં. આથી રતનલાલ મહા સંકટમાં આવી પડયો બાપના નામ પ્રમાણે ડોસીનું ક્રીયા ખર્ચ કર્યું. તેમાં મુંબઇનો બંગલો પણ રમણલાલને ત્યાં વેચાયો. આવા જબરા આગાધથી રતનલાલ પણ પથારી વશ થયા. આ સમાચાર મુંબઇ પહોંચતાં કાન્તા તથા રમણલાલ અને કંચનલાલ રતનલાલને જોવા માટે આવ્યાં. થોડા વખત પછી તેઓ પાછાં મુંબઇ ગયાં કે બે દિવસમાં રતનલાલ આ સંસારમાં પોતાની સ્ત્રીને એક નવ વર્ષનો બાળક સુપ્રત આ લોકની યાત્રા પુર્ણ કરી પરલોક ચાલ્યા ગયા. ગુણ-સુંદરી હવે નિરાધાર બની. પોતાનો નિર્વાહ કરવા જેવું સાધન પાસ ન રહ્યું. માતાપિતા પણ પહેલેથી પોતાને સાસરે વળાવ્યા પછી ચાલ્યાં ગયાં હતાં એટલે હવે તેને ઉપર આભ ને નીચે ધરતી વિના કંઇ હતું નહિ છતાં તેને આશા હતી કે મારો મનુ

મોટો થશે તો કંઇ મારો દહાડો વળશે આવી આશામાં તે અનાધાર બાળા પોતાના બાળકને લઇ એક નાના મકાનમાં રહેતી હતી લોકોની મહેનત મજુરી કરી પોતાનું તેમજ છોકરાનું ગુજરાન ચલાવતી, કોઇની મદદ મેળવવાની આશા રાખતી નહિ. પોતાની નણંદને પણ કોઇ દિવસ પોતાની દુઃખદ સ્થિતિનું ભાન કરાવ્યું નહિ કારણ કે તે જાણતી હતી કે જ્યારે મારા નસીબમાં સુખ હોત તો આમ બનતજ નહિ માટે હવે તો વિધિએ જે નિર્મ્યું હોય તે ભોગવ્યા વિના છૂટકો નથી.

લખેલું જે છે કીસ્મતે, નહિ ફરનાર તે જાણો,
વૃથા જગમાં ફૂલી મનમાં, અનેરી મોજને માણો.
છતાં ના એ ટકી રહેતી, સમય થાતાં અલગ થાતી.
પછાડો પત્થરે માથું, પછી કુટો તમે છાતી.

ઘડી પહેલાં જે હજારો નોકરોની અન્નદાતા ગણાતી તે આજ એક ટુકડા ભાખરી માટે તરફડીયાં મારતી હતી જેને સવારમાં કેટલાક ભીક્ષુકોને દાન કરવા માટે પાંચ દસ રૂપીઆ જોઇએ તે અત્યારે એક પૈસાના ચણા માટે ખોળવા નીકળે છે. અહા! વિધિ તારી ન્યારી કળા છે જેને તું ઘડી પહેલાં સુવર્ણ શીખરે ચઢાવે છે તેનેજ તું પત્થર પર પછાડી પ્રાણ લે છે. ખરેખર તેમા તારો દોષ નથી. મનુષ્ય માત્ર જેવું કરે છે તેવું ભોગવે છે.

જેવી કરણી જન કરે, તેવીજ તે છે ભોગવે.
ધાવે બાવળ આંગણે, તે આમ્ર ક્યાંથી મેળવે.

પૂર્વે કરેલાં કૃત્ય કુડાં, તે આ ભવે અહીં ભોગવું.
નહિ આપ્યું ભોજન જો કદી, તો આંહીં કયાંથી મેળવું.

હશે! જે ધાર્યું હશે તે થશે. એટલામાં પાછું રતનલાલનું સ્મરણ યાદ થવાથી રડવા લાગી. ને બબડવા લાગી હે વિભુ ? મારા પતિદેવ જ્યાં હોય ત્યાં તેમને સુખી કરેજે તેમાં તેમનો શો દોષ છે ? દોષ મારા કર્મનોજ કે મારાં પાપ ફરી વળ્યાં કે હું આજે નિરાધાર બની, એટલામાં એક બાળક બહારથી આવ્યું ને કહેવા લાગ્યું બા ? બા ? મને ખાવા આપ ! ઘરમાં ખાવાનું નહિ હોવાથી બીચારી ગુણસુંદરીનું હૃદય ભરાઇ આવ્યું. ને આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. આ જોઇ મનુ બોલ્યો બા તું કેમ રડે છે! શું ઘરમાં ખાવા નથી હશે! ચાલ તું રડીશ નહિ મારે ખાવું નથી. પણ બા હું પેલા કેશવલાલ કાકાને ત્યાંથી થોડા પૈસા લઇ આવું. કારણ કે તેમણે મને કહેલું કે મનુ તારે કંઇ જોઇતું હોય તો અમારે ત્યાંથી લઇ જજે. તો આપણી આવી વખત છે તો જો તું કહે તો લઇ આવું. છોકરાને આમ બોલતો જોઇ તેની માતા બાળકને ખોળામાં લઇ ચુંબન કરતાં બોલી. બેટા ! એ તારા કેશવલાલ કાકાએજ તને આ દશામાં લાવી મુકયો છે. કારણ કે તે મુનીમ હતા તેમણે તારા બાપુ બહાર ગામ ગયા ત્યારે સઘળા પૈસા વેડફી નાખી પોતાનું ઘર ભર્યું. આવા નરાધમ નિમકહરામનું અન્ન આપણે ખાઇએ તો આપણે પણ ભોગવવું પડે ! આ વખતે માતાના મીઠા ચુંબનથી મનુની ભુખ પણ દૂર થઇ, અને પછી આવા નિમકહરામ કેશવલાલની

કથની સુણી બાળક પણ ગુસ્સે ભરાતો બોલ્યો બા ? તારે તો તેનું અન્ન તો શું ? પણ તેનું મુખ પણ જોવું ન જોઇએ. હવે હું કાલથી તેના છોકરા સાથે રમવા પણ નહિ જાઉં. પણ બા ત્યારે શું મારા પિતા પૈસાદાર હતા ? પોતાના પુત્રની આવી બુદ્ધિ જોઇ માતાના મનમાં હવાઇ કાલ્લાઓ બંધાયા ને પોતાની સર્વે પહેલાંની સ્થિતિ કહી સંભળાવી. બાળક આ સર્વ સુણી રડી પડયો. તેને શાન્ત રાખી ગુણલક્ષ્મી બહાર ખાવાનું મેળવવા માટે તેમજ આજે મેળો હોવાથી મનુને મેળામાં કોઇ દેખાડવા લઇ જાય તે માટે બહાર ગઇ. તો વાંચક ! ચાલો આપણે તપાસીયે કે હવે શું થાય છે.



# પ્રકરણ ૮ મું

## ગુણલક્ષ્મીની ગરીબાઇ

તહેવાર રૂડો આવીયો, જાણી સર્વે હરખાય છે,
ગરીબ બિચારાં દુઃખાયાં, પૈસા વિના દુઃખી થાય છે.

આજે દિવાળીનો દિવસ હોવાથી હજારો માણસો સારાં સારાં લુગડાં ઘરેણાંગાંઠાં પહેરી ગાડીમાં કે મોટરમાં આમતેમ આવ જા કરી રહ્યાં હતાં. કેટલાક પૈસાદારનાં છોકરા દારૂખાનામાં હજારો રૂપીઆની બરબાદી કરી રહ્યાં હતાં, કેટલાક મકાનોમાંથી રસોઇની સુંદર સુગંધ આવતી હતી. એક ગલીમાં કેટલાંક નાનાં

છોકરાં દારૂખાનું ફડાફડ ફોડતાં હતાં ત્યારે એક દશ વર્ષનો બાળક ફાટીતુટી ડગલી પહેરી એકલો માર્ગમાં આમતેમ દોડાદોડ કરતો હતો ને નીચો નમી કંઇ લઇ એકઠું કરતો હતો. પ્રિય વાંચક તે બીજું કંઇ નહિ પણ છોકરાંએ નાખી દીધેલા ટોટા નહિ ફુટેલા તે આ મનુ પોતાની ફાટેલી ડગલીમાં ભરી એકઠા કરતો હતો.

ત્યારે બીજી બાજુ એક અનાથ નિરાધાર ફાટયાંતુટયાં વસ્ત્રોમાં એક બાળા સરીયામ રસ્તા પર ઉભી રહી જતા આવતા લોકોની સામે જોતી. પોતાની આવી સ્થિતિ હોવા છતાં પોતાનું રૂપ સામા માણસને લોભાવે તેવું હતું તેથી ઘણા તેના તરફ જોતા જોતા જતા. તો કેટલાક તેને આની બે આની પણ આપતા શું કરે! એક વખતની હજારોને દાન કરતી ગુણલક્ષ્મી આજ હજારો પાસેથી મેળવવાની આશા રાખી દયામણું મુખ કરી રસ્તામાં ઉભી હતી. કેટલોક વખત આમ ઉભી રહી, તે બાઇએ આખરે એક વીસ વર્ષનો યુવાન છોકરો ત્યાં થઇ જતો હતો તેને બોલાવી તેને કહ્યું ભાઇ કયાં મેળામાં જાઓ છો ? તે યુવકનું નાંમ શાન્તીલાલ હતું. તેણે કહ્યું.

શાન્તીલાલ—હા કેમ !

સ્ત્રી—જરા મારા મનુને સાથે લેતા જશો.

શાન્તીલાલ—અરે હું મારા ભાઇનાં છોકરાં સરખાં સમાલી શકતો નથી ત્યાં તમારા મનુને શી રીતે લઇ જઇ શકું ?

સ્ત્રી–વાહ ભાઇ ! જેવી તમારી મરજી.

શાન્તીલાલ–ત્યારે તમારા પાડોશી મોતીલાલને કહો ને ?

સ્ત્રી–તેમને મેં કહ્યું પણ તેમણે ગાડી ભાડે કરેલી હોવાથી તેઓ કેવી રીતે લઇ જઇ શકે ?

શાન્તીલાલ–તો તમે અર્ધું ભાડું આપજો.

સ્ત્રી–ભાઇ ! મારી પાસે ભા.........હુ તે હતભાગીન્ સ્ત્રી આગળ વધુ બોલી શકી નહિ. તેના નેત્રોમાંથી છલકાતા સાગરની પેઠે બે અશ્રુબિન્દુ તેના ગુલાબી ગાલો પર સરી પડયાં છતાં તે પાષાણ હૃદયના મનુષ્યને તે અનાથ રમણી તથા તેના અનાથ બાળકની લેશ પણ દયા ન આવી. ને તે ચાલતો થયો. તેના ગયા પછી તે બાળીકા અવાર નવાર જતા આવતા માણસો સામું જોતી ને નિસાસા નાખતી કેઃ— "કોઇ પ્રભુનો પ્યારો મારા બાળકને મેળામાં નહિ લઇ જાય?" આ શબ્દો ત્યાંથી પસાર થતા એક યુવકના સાંભળવામાં આવ્યા તેથી તે એક બાજુ ઉભો રહી સાંભળવા લાગ્યો કે આ બાઇ કોણ છે ? ને શું કહેવા માગે છે ? એટલામાં એક બાળક દોડતું ખુશાલીની ચિંચિયારી પાડતું ત્યાં આવ્યું. તે બાળકના મુખસામે જોનાર સમજી જતું કે આ બાળકે ભુત કાળમાં બાદશાહી અનુંભવેલી હોવી જોઇએ. એટલામાં પાછું બાળક બોલ્યું એ બા ! એ બા ! તું કયાં ગઇ હતી ? હું કયારનો તને શોધતો હતો. તેની માતાએ ગદગદ કંઠે કહ્યું "બેટા ! હુ

ક્યારની અહી ઉભી છું." આ વખતે નાનો મનુ પોતાની માતાને કહેવા લાગ્યો બા જો! હું બે આના લાવ્યો છું. બા! મેં છોકરાઓ દારૂ ખાનું ફોડતા હતા ને તેમના નાખી દીધેલા ટોટા નહી ફુટવાથી મેં વીણી લીધા ને એક છોકરાને બે આનામાં આપી દીધા તો, હવે ઘેર ચાલ આપણે કંઇ લાવી પ્રથમ ખાઇએ પછી મારે મેળો જોવા જવું છે. પણ બા જો મારી ડગલી ફાટી ગઇ છે તે મને નવી નહી લાવી આપે? પોતાની ફાટલી ડગલી બતાવતો મનુ માતાને કહેવા લાગ્યો. આવા દિવાળી જેવા શુભ તહેવારમાં જે બાળક હજારો રૂપીઆનું પાણી કરવા સમર્થ હતો જેને ખાવા માટે ભાતભાતનાં પકવાન હતાં તે બાળક આજે લોકોનાં છોકરાંના ટોટા વીણી બે આના મેળવી પેટ ભરવા માટે માતાને વીનવતો જોઇ માતાના હૃદયમાં પુર્વ સ્થિતિનું ભાન થતાં શોકાશ્રુ નીકળી પડયાં. ને બોલી બેટા હું તને જરૂર નવી ડગલી સીવડાવી આપીશ. મનુએ કહ્યું પણ બા આપણી પાસે પૈસા નથી તેનું કેમ? આથી માતાએ કહ્યું ભાઇ હું રોજ બાજરો દળું છું તેના જે પૈસા આવશે તે પૈસા સંઘરી રાખી તને ડગલી સીવડાવીશ.

અનાથ માતા અને આતમ બાળકનું આ મીઠું સંવાદ ભર્યું ભાષણ સાંભળી બાજુમાં ઉભા રહેલો યુવક કે જેનું નામ દયાળભાઇ હતું તેને દયા આવી ને તે બાળકને પોતાની સાથે લઇ જવા વિચાર કરી તેની માતા પાસે ગયો પ્રથમ અજાણ્યા માણસને પોતાની પાસે આવતો જોઇ આ બાળા જરા આઘી

ખસી. પણ પેલા માણસે કહ્યું બેન ? લાવો તમારા મનુને હું મેળામાં લઇ જાઉં.

ગુણલક્ષ્મી—ઉપકાર થયો ભાઇ ! પણ હું આપને ઓળખતી નથી કે આપને કયાં તપાસ કરૂં, ભાઇ આપ કયાં રહો છો.

દયાળભાઇ—બ્હેન ? હું રહું છું. તો આ મહોલ્લામાં પણ મારી નોકરી બહારગામ હોવાથી વર્ષમાં એકવાર ઘેર આવું છું.

ગુણલક્ષ્મી—હા ! હા ! ભાઇ હવે ઓળખ્યા ? તમો તો દેવશંકરના દીકરા કેમ ?

દયાળભાઇ—હા બેન ! કહી મનુને લઇ બજારમાં ગયો. એક વિકટોરીયા ભાડે કરી તેને મેળામાં લઇ જઇ બધું બતાવ્યું ને એક રૂપીઆની મિઠાઇ અપાવી પોતાને ઘેર લઇ ગયો. જમવાનો વખત થયેલો હોવાથી મનુને પણ સાથે બેસાડી જમાડયો. બંન્ને જમી રહ્યા પછી મનુને લઇ તે તેની માતાને હવાલે સોંપવા માટે નીકળ્યો તેઓ ચાલતા ચાલતા એક ભવ્ય આલીશાન મકાન નજીક આવી પહોંચ્યા. તે મકાન નજીક આવતાંજ તે બાળક બોલી ઉઠયું કાકા ? કાકા ? જૂઓ ગયા વર્ષમાં અમે આ મકાનમાં રહેતાં હતાં. આટલી નજીવી મુલાકાતથી દયાળભાઇને કાકા કહેતો હતો આથી મનમાં આનંદ પામતાં દયાળશંકરે પુછયું. ભાઇ ! આ મકાનમાં તો રતનલાલ શેઠ રહેતા હતાને ? બાળકે જણાવ્યું ત્યારે હું કોણ છું હું તેમનોજ પુત્ર છુંને ? હે !

શું ? દયાળશંકરનો અવાજ ફાટી ગયો. કારણ કે રતનલાલ લક્ષાધિપતિ હતા ને ભાઇ તું તો તદન ગરીબાઇમાં ડુબેલો છે. દયાળશંકરને આશ્ચર્ય પામેલા જોઇ મનુએ કહ્યું. કાકા એમ શું કરો છો. પુછી જો જો મારી બાને ?

"વારૂ ભાઇ હશે" કહી તે બાળકને લઇ નીરાશા ભર્યે ચહેરે તે તેની માતાને સાંપવા ચાલ્યો. થોડેક ગયા પછી મનુએ પોતાની નાજુક આંગળીથી પોતાની પર્ણકુટી બતાવતાં કહ્યું કાકા પેલું મારૂં ઘર આવે. એટલે દયાળશંકરે કહ્યું, ભાઇ ! જા હવે હું જઇશ. આ સાંભળી મનુએ કહ્યું વાહ ! કાકા એમ તો જવાય કે ? મારે ઘેર આવી પછી જજો કહી તેમનો હાથ ઝાલી આ નાનો બાળક પોતાના મકાન તરફ ખેંચી લઇ જવા લાગ્યો. પોતાના બાળકને આવતો જોઇ તેની માતા બહાર આવી. ને આંખોમાંથી અશ્રુધારા વરસાવતી બોલીઃ ભાઇ! તમારો ઉપકાર થયો. તે ઉપકાર મરણ પર્યંત નહિ ભૂલું. જો તમોએ આજ મને મદદ કરી ન હોત તો હું અને મારો મનુ આ ઝુંપડીમાં રડી રડી દિવસ ગુજારત.

દયાળશંકર–" બેન ? તેમાં મેં શું કર્યું છે માત્ર મેં મારી ફરજ બજાવી છે."

ગુણલક્ષ્મી–" વારૂ ભાઇ, જરા અંદર આવી બેસો."

દયાળશંકરને રતનલાલની થયેલી ગરીબ અવસ્થા જાણવાનો વિચાર આવતાં તે અંદર ગયો. ને તેણે ચોતરફ નજર કરી તો

તેને બે માટલાં તથા બે થાળી અને ત્રણ લોટા સિવાય કંઇ જણાયું નહિ એટલામાં મનુ પોતાની માતાને લાવેલી મીઠાઇ બતાવવા લાગ્યો. મીઠાઇ જોઇ ગુણલક્ષ્મીએ મનુને ધમકાવવા માંડયો. વચમાં દયાળશંકરે જણાવ્યું બેન! બાળકને ડરાવશો નહિ, એ મીઠાઇ મેં મારી ખુશીથી અપાવી છે, તેમાં તેનો દોષ નથી.

ગુણલક્ષ્મી–"પણ ભાઇ આવો નકામો ખર્ચ કરવાની શી જરૂર હતી."

દયાળશંકર–"ચાલો એ વાત પડતી મુકો. પણ હું એક વાત આપને પુછવા માગું છું તે સત્ય જણાવશો?"

ગુણલક્ષ્મી–"ભાઇ અવસ્ય તે મારી ફરજ છે."

દયાળશંકર–"તો હું માત્ર એટલુંજ પુછવા માગું છું કે રતનલાલતો લક્ષાધિપતિ હતા ને ગયેજ વર્ષે પેલા મહાલયમાં રહેતા હતા તે નિર્વીવાદ છે તો આ એકજ વર્ષમાં આટલી ગરીબાઇ કયાંથી અને શી રીતે આવી, તેનો ખુલાસો જણાવશો તો ઉપકાર થશે."

ગુણલક્ષ્મી–"બસ એજ જાણવું છે ને?"

દયાળશંકર–"હા બેન" તેજ જાણવાની ઇચ્છા છે.

ગુણલક્ષ્મી–"તે વાત બહાર ન જાય તેની ખાત્રી શી?"

દયાળશંકર–"વચન."

ગુણલક્ષ્મી–"સાંભળો ત્યારે."

મારૂ લગ્ન તેમની સાથે થયું તે વખતે મારી ઉમર સત્તર વર્ષની હતી. લગ્ન પછી હું સંપૂર્ણ સુખી જીંદગી ભોગવતી હતી.

પણ જેમ જેમ વખત વ્યતીત થવા લાગ્યો તેમ તેમ સુખ પછવાડે રહેલા દુઃખનો અનુભવ થવા લાગ્યો. છતાં હું મુંગે મોંઢે સહન કરવા લાગી. મારાં માતાપિતા તથા સાસુ સસરા ગુજરી ગયા પછી એક પણ દિવસ અમે સુખે બેઠાં નથી છતાં મારા પતિદેવનામાં કેટલીક કુટેવોનો વાસ થયેલો, તે જવા પામી ન હતી. અને એવીજ રીતે બીજા નવ મહીના વીતી ગયા. અને હું એક પુત્રની માતા થવા ભાગ્યશાળી બની. છતાં મને ખુશી થવા જેવો પ્રસંગ મળ્યો નહિ. કારણ કે મારા પતિદેવે સવા મહિનામાં એકજ વખત મારી ખબર પૂછી હતી. જ્યારે હું ચાલીસ દિવસ પછી નહિ ઉઠી ત્યારે તેઓ મને અચાનક મકાનમાં ભેગા થયા. મને જોઇ પ્રથમ તેઓ ઝંખવાણા પડી ગયા. પણ સ્વસ્થ થઇ બોલ્યા. કેમ સુખી તો છો ને ? મેં કહ્યું "હાજી પ્રાણેશ આપના રાજ્યમાં મને દુઃખ શાનુ હોય ? તેમણે કહયું "કેમ દાંતમાંથી બોલો છો" શું તું દુઃખી છે ? ના ! ના ! દુઃખ તો નથી પણ તમારાં દર્શન દેવને દુર્લભ થઇ પડયાં છે આજકાલ બહુ ફરતા ફરો છો. મારી અધુરી વાત વચ્ચે તેઓ રીસ ચઢાવી ચાલવા લાગ્યા હવે મારાથી ન રહેવાયું ત્યારે મેં કહ્યું, "વ્હાલા કયાં જાઓ છો ?" તેમણે જવાબ આપ્યો "કેમ વળી કયાં જાઓ છો બજારમાં, શું આખો દિવસ ઘરમાં જ બેસી રહું ?"

ગુણલક્ષ્મી—"કયા બજારમાં."

રતનલાલ—"કેમ વળી કયા બજારમાં માણસો જાય છે તે બજારમાં શું બે ચાર બજાર છે કે શું ?"

ગુણલક્ષ્મી—"હાસ્તો કેમ નહિ એક ધર્મી અને એક અધર્મી."

રતનલાલ-"ધર્મી અને અધર્મીનો અર્થ શો?"

ગુણલક્ષ્મી-"ધર્મી એટલે માણસોને રોજી મેળવવાનું સાધન અને અધર્મી એટલે જ્યાં માણસ પોતાનો અસલ માર્ગ મુકી બીજાનો ગુલામ થઇ જાય છે તે"

રતનલાલ-બહુ સારૂં! તું કોણ કહેનાર?

ગુણલક્ષ્મી વ્હાલા! હું કોણ! હું તમારી અર્ધાંગના. અને બીજા શબ્દોમાં કહું તો તમારી પરણેત સ્ત્રી છું. તેથીજ આજે ચેતવણી આપું છું કે તમો તમારા કુમળા ફુલ જેવા બાળકનું ભલું ઇચ્છતા હો તો હવેથી એ પાપી અધર્મી બજારનો ત્યાગ કરો, નહિ તો પસ્તાશો.

રતનલાલ-બેસ! બેસ! ડાયલી! ડહાપણના ભંડાર! હવેથી વધુ બોલીશ તો જે છે તે પણ ખોઇ બેસીસ.

આ વાતથી તેઓ રીસાઇ ઉઠી ચાલવા લાગ્યા અને ત્યાર પછીથી અમારે સજડ અણબનાવ થયો. તે લગભગ છ માસ સુધી અમારી વચ્ચે અબોલા રહ્યા. પરંતુ પાછી સમાધાની થઇ વાતચીત થઇ પ્રથમ માફક ચાલવા લાગી. આમ ને આમ વખત વ્યતીત થવા લાગ્યો પણ મારા પતિ દેવની કુટેવોનો હજુ અંત આવ્યો નહિ આથી મારા મનમાં વધુ ચિંતા થવા લાગી. ને હતું પણ તેમ જ મારા કહેવાતા પતિ દેવ પાસેથી લક્ષ્મી રીસાઇ ચાલી ગયાં હતાં. એટલે હવે ધીમે ધીમે મારા

દાગીનાઓ ખલાસ થવા લાગ્યા. પછી ઘરમાં પૈસાની તાણ પડવા લાગી. પણ તેઓએ અધર્મી બજારનો ત્યાગ કર્યો નહિ. છતાં હું કંઇ બોલી નહિ. કારણ કે કુકર્મને હૃદયમાં સ્થાન આપી બેઠેલા મનુષ્યને ખરા માર્ગની વાત બીલકુલ રૂચે નહિ પણ જ્યારે તે ઠોકર ખાય ત્યારે જ સમજે. પણ હું અબળા જાતી એટલે મારાથી વધુ સહન થઇ શકાયું નહિ. એટલે એક દિવસ લાગ જોઇ મેં તે વાત છેડી. "નાથ! હવે તો ગલીકુંચી તજી સીધે માર્ગે આવો તો સારૂં" હજુ સમય છે. માટે સમજો! તેમણે જણાવ્યું શું સમજે? ધુળ ને ધુમાડા? તને રાત દિવસ આવાં વ્યાખ્યાનો કરવાની જ ટેવ પડી છે. તું શા માટે તારી મુર્ખાઇનું ઘડી ઘડી પ્રદર્શન કરે છે. હવે તો તારે "તેરી બી ચુપ ને મેરી બી ચુપ" માં જ ફાયદો છે. મેં કહ્યું "પણ સ્વામી તમો નાતના પટેલ છો તેનો તો ખ્યાલ કરો. તેમણે કહ્યું, તેમાં તારા બાપનું શું ખાધું?

હવે તેઓનો ક્રોધ વધી પડયો હું સમય વિચારી ચુપ થઇ ગઇ જો આગળ કંઇ બોલી હોત તો આજે મારાં હાડકાં ખોખરાં થયાં હોત! તે વાતને બે માસ વીત્યા પછી એક દિવસ તેઓ ઘેર આવ્યા ને આવતાં જ શયનગૃહમાં જઇ ચાદર ઓઢી સુઇ ગયા. હું ત્રણ ચાર વખત ચા માટે બોલાવા ગઇ છતાં કંઇ જવાબ આપ્યો નહિ આખરે હું પણ તેમની પાસે બેઠી. આમ કરતાં સંધ્યાકાળ થવા આવ્યો. પણ તેઓ જમવા સરખાય ઉઠયા નહિ આથી મેં જગાડી જમવા જણાવ્યું પણ કંઇ બોલ્યા

નહિ. એટલે હું પણ નિરાહાર સુઇ ગઇ. બીજે દિવસે તેઓ ઉઠી પાછા ચા પી સુઇ ગયા. આ વખતે તેમના મન ઉપર જુદી જ અસર થઇ હતી. હું તરત જ સમજી ગઇ કે આજે સજડ ઠોકર ખાધી છે પણ બોલી શકતા નથી. આમ ચિંતામાં તેઓની સ્થિતિ ભયંકર થવા લાગી ને આખરે રોગી બન્યા. છતાં મને આશા હતી કે નિરોગી થશે પણ તે મારી આશા નિરાશામાં ફેરવાઇ ગઇ. કારણ કે દરરોજ ટપાલમાં લેણદારોની ઉઘરાણીના પત્રો આવતા હતા. છેલ્લા બે દિવસમાં ત્રણ નોટીસો આવી ચુકી હતી. નોટીસો વાંચ્યા પછી તેમના હૃદય પર વધારે અસર થઇ. તેથી તેમણે મને પાસે બોલાવી કહ્યું. "મારો મનુ મને આપો." આ શબ્દો સાંભળી મારી આંખમાં પાણી આવ્યું. મનુને લઇ હું તેમની પાસે બેઠી ત્યારે તેઓને જરા શાન્તી જણાઇ. અને પછી તેમણેજ વાત છેડી. "વ્હાલી! મેં તો તારી સાથે ઘણી બેવફાઇ કરી. પણ હવે તું મારા બાળકની સંભાળ રાખી સુખી કરવાની પ્રતિજ્ઞા કર! આમ તેમના નિરાશા ભર્યા શબ્દો સાંભળી મારી આંખમાંથી આંસુ નીકળવા લાગ્યાં, ને મનુ પણ રડવા લાગ્યો. મેં કહ્યું પ્રાણેશ! બાળકને હું સુખી નહિ કરૂં. ત્યારે કોણ કરશે? આખરે હું પણ તેની માતાજ છું ને? માટે પ્રભુનું નામ લઇ સૈઇ રહો.

નહિ! નહિ? હવે હું બચવાનો છું નહિ પણ અફસોસ એ થાય છે કે મારા કુટુંબને હું ગરીબાઇની ઉંડી ખાઇમાં ફેંકી જાઉં છું. આજ હું તને ખુલ્લું જણાવું છું કે હવે આ

મકાન આપણું રહ્યું નથી. તે બીજાનું થઇ ચુકયું છે. હા...ય હું તો તારાજ થયો તો થયો પણ સાથે તમોને પણ તારાજ કરતો ગયો. તેમને આશ્વાસન આપવા મેં કહ્યું. હોય સ્વામી! સંસારચક્ર તેવુંજ હોય છે. માટે વ્યર્થ શોક ન કરો હવે તો ધીરજ ધારણ કરો. પ્રભુ સહુ સારાં વાનાં કરશે

રતન–"આ...હ! ધીરજને તો મેં તિલાંજલી આપી છે."

ગુણલક્ષ્મી–" કયારથી. "

રતન–" અધર્મી બજારમાં પગ મુકયો ત્યારથી."

ગુણલક્ષ્મી–" શાન્તી..."

રતન–" ઉહ, મારી વાતોથી તે રીસાઇ ગઇ છે."

ગુણલક્ષ્મી–" નાથ! એમ ન બોલો. પ્રભુ ખાતર સીધી વાત કરો. જુઓ આ તમારૂં કુમળુ બાળક તમારૂં ઉન્માદ જોઇ રડે છે."

રતન–રડવા દો? તેને રડવા દો! તે રડે તેમાં નવાઇ શી છે? કારણ કે હું તેને માટે આવો અમુલ્ય સમય મુકતો જાઉં છું કે તે સમયને યાદ કરે અને રડતો જાય. માબાપના કરેલાં દુષ્કૃત્યો માટે બાળક રડે તેમાં નવાઇ શી? ધારો કે તે હાલ છાનો રહેશે પણ ઉમરલાયક થતાં તે જાણશે ત્યારે રડશે.

ગુણલક્ષ્મી–સ્વામી! આપ આમ ન બોલો! હજુ ધીરજ ધારણ કરો. આપે જો પ્રથમ વિચાર્યું હોત તો આ વખત ન આવત.

રતન–હાય! હવે તે સર્વે તારાં વચનો સાંભરેછે મેંજ સુખોને

મૂર્ખાઈ કરી તારૂં ન માન્યું ને આખરે તને રડવડતી કરી. ઓ! રા.....મ છેલ્લો શબ્દ ઉચ્ચારતાંજ રતનલાલનો પ્રાણાત્મા પરલોક ચાલ્યો ગયો.

પ્રિય વાચક! જો રતનલાલે એટલુંજ પહેલાં વિચાર્યું હોત તો તેની આ દશા ન આવત. ને બાળક તથા સ્ત્રી રડવડતાં ફરતાં ન હોત, તો હાલ તેમને અહીં રહેવા દેઇ આપણે આગળ તપાસીયે કે ઘણા વખતથી મુંબઇમાં રહેલું પ્રેમી જોડું શું કરે છે તે જોઇએ,



# પ્રકરણ ૯ મું

## પ્રેમની પીડા

પ્રેમ એવી મોહની છે, જ્યાં મુનીયો લોભાય છે.
હોય ભલે જ્ઞાની છતાં, તે પ્રેમમાં ફસાય છે.

દિવસના બાર કલાક સૂર્યનારાયણ ભગવાન પૃથ્વી પર્યટન કરી શ્રમીત થઇ અસ્તાચળમાં નિંદ્રાધિન થયેલા મનુષ્યોને જાગ્રત કરવા જવાની તૈયારી કરી રહ્યા હતા. તે વખતે કુલટાના મકાન પર એક મોટર આવી ઉભી રહી. મોટરમાંથી એક નવજુવાન યુવક ઉતરી કુલટાના મકાનમાં દાખલ થયો. તેને અંદર ગયે થોડો વખત થયો હતો ત્યાં એક ટેકસી તેજ મકાન પાસે આવી ઉભી રહી તેમાંથી એક બાળીકા ઉતરી મોટરવાળાને

પુછવા લાગી, કે મોટરમાં કોણ આવ્યું છે? એટલે મોટરવાળાએ જણાવ્યું કે રમણલાલ શેઠ આવ્યા છે એટલે કાન્તા સમજી ગઇ કે રમણલાલ કંઇ કામસર આવ્યા હશે, એટલે ત્યાંથી ચાલી નીકળીને ચોપાટી પર ગઇ. રમણલાલ પણ મોટર લઇ ત્યાં ગયા. ત્યાં કાન્તાની ગાડી ઉભી હતી તેને પુછયું તો જણાવ્યું કે આટલામાં ફરતાં હશે એટલામા કાન્તા આવી પહોંચી. બંનેનાં નયને નયનો મળ્યાં હાસ્યરસનો પ્લોટ શરૂ થયો.

કાન્તા—વ્હાલા વિલાસી રમણ. તારા પ્રેમે મને દીવાની બનાવી દીધી છે.

રમણ—વ્હાલી કુમારી તારા વચનપર આફ્રિન છું.

કાન્તા—વ્હાલા તારા વચન પર વિશ્વાસ છે.

વ્હાલા તારા વચનથી, બંધાઇ રહી છે પ્રીતડી,
પરવા નથી ધનમાલની, લગની છે તારા પ્રેમની.
દીન રાત તારા રટણમાં, આ દેહ જો સુકાય છે.
દર્શન નથી તારાં થતાં, તો મનડું ઘણું ગભરાય છે.

રમણ—મારીયે પણ તેવીજ દશા છે.

કાન્તા—વ્હાલા રમણ ! આજકાલ કેટલાક દિવસથી તારા વાતાવરણમાં ફેરફાર જણાય છે. તેનું કારણ શુ ?

રમણ—શું ? મારો તમારા પ્રત્યે પ્રેમ છેજ નહિ એમ કહેવા માગો છો ?

કાન્તા—હા તેમ ખરૂં ! કહો ત્યારે તમો આજે કયાં ગયા હતા ?

રમણ—હા કાન્તા ! હું જરી અમારા શેઠને ત્યાં હિસાબ માટે ગયો હતો.

કાન્તા—શું તમારે ને તેમને લેવડદેવડ છે.

રમણ—હા તેમ છે ખરૂં.

કાન્તા—પણુ વ્હાલા ! તે તો ઉખડેલી સ્ત્રી જેવી જણાય છે ને હું પણ એમ સમજી ચુકી છું કે આપ તે કુલટાને ત્યાં ફસાયા છો.

રમણ—અરે આ શું ? આમ હડહડતું જુઠું આળ ! જ્યાં સાચા હ્રદયનો પ્રેમ આપને અર્પણ કરી ચુકયો ત્યાં વે'મનો વાસ.

કાન્તા—હા રસીક ? વેંમ નહિ પણ કુલટા સાથેનો પ્રેમ ! હવે તને રસીક શબ્દથી સંબોધવામાંજ ભુલ છે. કારણ કે દરેક વસ્તુમાંથી રસ જતાં જેમ કુચ્ચા નકામા છે તેમ તારામાં રહેલો પ્રેમરસ કુલટાને અર્પતાં તું નકામો છે.

કયાં છે તમારો પ્રેમ એ, ફરહાદને શીરી સમો;
એ ઝાંઝવાનાં નીર, પર શું જોઇને અંધા બનો.
સીતા હતી તારા થઇ, દમયંતી કેરો પ્રેમ શો;
જ્યાં હોય સાચો પ્રેમ ત્યાં કીરતારનો પણ વેંમશો.

રમણ—ત્યારે શું તમારા પર મારો પ્રેમ છેજ નહિ?

કાન્તા—છે ખરો ને નહિ પણ ખરો.

રમણ—કારણ ?

કાન્તા—કારણ એજ કે તમો પેલી કાશી કુલટાના કૃતિમ પ્રેમમાં ફસાઇ રાત્રી દિવસ ત્યાંજ જાવ છો માટે આજથી

તમોને જણાવું છું કે તમો મારા પ્રેમને ભુલી જજો ને કાશીના પ્રેમને જોડી દેજો.

રમણ—શા માટે હું તેમ કરૂં? આપના સમજવામાં ફેર છે.

એટલામાં કંચનલાલ ત્યાં આવી પહોંચ્યા. આજે તેમની પરિક્ષાનું પરિણામ જણાવાનું હોવાથી તેઓ તપાસ કરવા ગયા હતા. તેમાં તેઓ પહેલે નંબર પાસ થએલા એટલે ખુશી થતા ત્યાં આવ્યા આ વધામણીના બદલામાં રતનલાલ, સોની નોટ કંચનલાલને આપી પછી કંચનલાલે જણાવ્યું કે રમણલાલ શેઠ હવે મારો વિચાર દવાખાનું કાઢવાનો છે પણ જરી કહી અટકી ગયા. રમણલાલ સમજી ગયા કે પૈસાની જરૂર છે એટલે તેમણે કહ્યું ઠીક હું આપને મદદ કરીશ. થોડા દિવસ મકાનની તપાસ કરતાં કુલટાના મકાનની સામી બાજુ એક દુકાન ખાલી થયેલી હતી. ત્યાં પોતાનું દવાખાનું કાઢવા કંચનલાલે વિચાર કર્યો પછી રમણલાલને જણાવ્યું ને રમણલાલે બે હજારનો ચેક લખી આપ્યો. કંચનલાલ ચેક લઇ બેંકમાં ગયા. પૈસા લીધા અને બજારમાં સામાન ખરીદવા માંડયા. દવાખાનું શરૂ થયું હવે કંચનલાલ દવાખાનેજ રહેવા લાગ્યા તે અરસાનો લાભ રમણલાલ તથા કાન્તાને સારો મળવા લાગ્યો આમ કરતાં ત્રણ માસ દવાખાનું કાઢે થયા હતા તે અરસામાં ઘરાકી એટલી તો વધી હતી કે કંચનલાલ જમવા વખત પણ મેળવી શકતા નહિ. એક વખત કાશી દવા લેવા માટે આવી, વાચક! કાશી દવા લેવા નહિ પણ આ ઉછળતા યુવાનીના જોસમાં તણાતા બ્રહ્મચર્ય

પ્રતિપાલન કરેલા દાકતર સાહેબને તવા કરવા આવી હતી. કાશીની નજર જ્યારથી દવાખાનું કાઢયું ત્યારથી તેમને પોતાના પ્રેમપાશમાં સપડાવવા વિચાર કર્યો હતો. ને તેજ હેતુથી અત્યારે દવા લેવા આવી હતી. તે અત્યારે એક ખુરશી પર બેઠી બેઠી કંચનલાલના સામું એકી નજરે જોઇ રહી હતી. ધીમે ધીમે ધરાક ઓછાં થયાં એટલે દાકતરે કહ્યું કેમ તમારે શું છે? કહી ડાકતરે પોતાનું મુખ તેના તરફ કર્યું. કુલટાએ સ્મીત હાસ્ય કરતાં દાકતરને નયન શર માર્યું દાકતરના દીલમાં પ્રેમનો સંચાર થયો. દાકતરે શરીર તપાસ્યું દવા આપી, બીલ મુકાવ્યું. કુલટાએ સોની નોટ કાઢી દાકતરના ટેબલપર મુકી. દાકતર નોટથીજ આભા બન્યા. નોટના છુટા રૂપીઆ આપ્યા. દાકતર હવે કુલટાના રૂપ પર મોહી પડયા. ને તેને કોઇ રસ્તે પોતાના પ્રેમમાં સપડાવવા વિચાર કર્યો. પણ કુલટાએ તે પહેલાં તેમનો રસ્તો કરી લીધો હતો. દવા લઇ કુલટા ઘેર ગઇ આ વખતે બે વાગવા આવ્યા હતા. દાકતર સાહેબ હજુ જમ્યા ન હતા. તેમની ભૂખ પૈસા આવતા જોઇ તદ્દન મરી ગઇ હતી. તેઓ દુકાન બંધ કરી જમવા જવા તૈયારી કરતા હતા ત્યાં એક બાઇ દાકતરને બોલાવવા માટે આવી ને તે કહેવા લાગી દાકતર સાહેબ! તમારી દવાથી અમારાં બાને દર્દ વધવા લાગ્યું છે માટે તે અત્યારે બોલાવે છે. આ સાંભળી દાકતર ત્યાં જવા તૈયાર થયા ને દાસી સાથે કુલટાના મકાને ગયા. આ વખતે કુલટા એક ખંડની અંદર પલંગપર

સુતી હતી. કંચનલાલ ત્યાં જઇ એક ખુરશીપર બેઠા. કુલટા બેઠી થઇ દાકતર પાસે આવી બેઠી. ધીરે ધીરે હવે દાકતરને કામદેવનો નીસો ચઢવા લાગ્યો. હવે દાકતર ધવાયા. ને આખરે કુલટાના કામમાં ફસાયા પ્રેમરસની રેલમછેલ ઉછળતી નદીમાં સ્નાન કરવા લાગ્યા. થઇ ચુકયું. ઘણા વખતનું તરસ્યું ચાતક આજે પાણીથી તૃપ્ત થયું. દાકતરે ઘણા દિવસના કામાગ્નિને શાન્ત કર્યો. દાકતર કુલટાના મકાનપર હતા ત્યારે તેમની દુકાને રમણલાલ આવી બેઠા હતા તેમને આવ્યે લગભગ અરધો કલાક થઇ ગયો હતો. દાકતર આવ્યા એટલે રમણલાલે પુછયું કેમ કંઇ કેસ હતો તે તપાસવા ગયા હતા. દાકતરે જણાવ્યું હા તેમજ હતું, કેસ ભયંકર હતો, આ સામેના મકાનમાં ગયો હતો મકાન દેખાડવાથી રમણલાલ તરતજ સમજી ગયા કે દાકતર સાહેબ પણ હવે જરૂર ત્યાં ફસાયા હશે. પણ ભયંકર કેસનું નામ સાંભળી તે ઉઠી ત્યાં જવા લાગ્યો. રમણલાલ કુલટાના મકાનપર આવ્યા આ વખતે કુલટા ત્યાં બેઠી હતી. રમણલાલને જોઇ હાસ્ય કરતી બોલી વ્હાલા ! આજે ઘણે દિવસે દર્શનનો લાભ આપી આ દાસીને ભાગ્યશાળી બનાવી. હવે આ યુગલનું પ્રેમનાટક શરૂ થયું. પ્રેમનો પ્રવેશ પુરો થતાં સ્રીરંગનો પડદો પડયો ને સીન ટ્રાન્સફર થતાં તે ઉપડયો. થોડાજ સમયમાં પ્રેમનાટક પુરૂ થયું. બાદ રમણલાલે કહ્યું. પ્રિયે ! દાકતર સાહેબને કેમ બોલાવ્યા હતા. શું તેમનો હિસાબ કરવાનો હતો. આમ વાત કરે છે ત્યાં કાન્તાની મોટર આવી મોટરમાંથી નીચે ઉતરી કાન્તા કુલટાના મકાનમાં ગઇ. આ વખતે રમણ-

લાલ કુલટા સાથે બેસી વાર્તાલાપ કરતા હતા તેમને જોઇ કાન્તાનો વહેમ દ્રઢ થયો. કાન્તા નહિ બોલતાં મશ્કરીમાં રમણુલાલને કહ્યું, રમણુલાલ રોજના રોજ હિસાબ ખડુ કરવાના હોય છે. તમારે ને આ સામે જણાતાં શેઠાણીને લેવડદેવડનો હિસાબ સજ્જડ ચાલતો હશે. રમણુલાલ સમજી ગયો કે હવે આપણી પુરી ફજેતી. આજ સુધી તો આપણે છાનું રાખ્યું પણ હવે શું થશે તે સમજાતું નથી તેથી તે વિચાર મગ્ન બેસી રહ્યા. તેમને વિચારમાં પડેલા જોઇ કાન્તા સમજી ગઇ કે રમણુલાલ જરૂર આની સાથે પ્રેમમાં પડેલા જણાયછે. ધન્ય છે કંચનલાલને કે જેઓ આટઆટલું થયા છતાં હજુ સુધી જેણે પોતાની ટેક સાચવી રાખી છે તો તેને તરછોડી આવા દગાબાજની સાથે જીવન ગુજારવું તેના કરતાં હજારો દરજ્જે બહેતર છે કે તેને તરછોડી દાકતરને કે જે હજારો માણસો વચ્ચે મારી સાથે પરણાવવામાં આવ્યા છે ઠીક છે હવે જોઉં છું આજથી રમણુલાલને તીલાંજલી આપું આમ વિચાર કરી તે ઉઠી ચાલવા લાગી. તેના ગયા પછી રમણ પણ વિચાર વમળમાં ગોથાં ખાતો બહાર નીકળી મોટરમાં બેસી ઘર તરફ ગયો આજ રમણુલાલને કંઇ ચેન પડતું નહિ. તેને વિચારો કાન્તાના જ આવતા. કુમારી પોતાના મકાને આવી વિચારમાં બેઠી હતી ત્યાં દાકતર આવ્યા પ્રિય વાચક! હવે આપણે કંચનલાલને દાકતરના નામથી જ ઓળખીશું. દાકતર આવતાં કુમારીના મુખ પર ક્રોધની છાયા પ્રસરેલી સમજી ગયા. તે કંઇપણ બોલ્યા સિવાય પાસેની ખુરશી પર બેઠા કાન્તાએ દાકતરને કોઇ દિવસ નહિં ને આજે કેમ

વ્હાલા ડાક્તર સાહેબ ? આજકાલ તમારે ઘરાકી ખુબ ચાલે છે કહો પ્રાણેશ ? આજ કેટલું કમાયા.

કોઇ દિવસ નહિ ને આજે આમ વ્હાલ આવ્યું પણ દાકતરને વહાલ કયાં હતું. જેમ રમણનું વ્હાલ લગ્ન વખતે કાન્તાએ મેળવ્યું હતું તેવું જ દાકતરનું વ્હાલ કુલટાએ મેળવી લીધું હતું. છતાં નિરઉપાયે દાકતરે કહ્યું કંઇ નહિ આજે તો લગભગ સો રૂપીઆ આવ્યા છે કાન્તાએ મોં મલકાવી દાકતરને ગળે હાથ નાખતાં કહ્યું દાક્તર સાહેબ મને પચાસ રૂપીઆ આજે મને આપશો કારણ કે મારે આજે બજારમાથી લોકેટ લાવવું છે. દાકતરે તરત જ તેને પચાસ રૂપીઆની નોટ આપી પણ વધુ કંઇ ન બોલ્યા. એટલામાં રમણલાલ આવ્યા. દાક્તર દુકાનનો ટાઇમ થવાથી ઉઠી ચાલ્યા ગયા. રમણલાલ આવી ખુરશી પર બેઠા પણ આજ તેમનું મુખ નિસ્તેજ જણાતું હતું. કુમારી શું કહેશે તે વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો. ત્યા કુમારી બોલી.

કુમારી—રમણ? તે દિવસની મારી શંકા ખરી કે નહિ, કે તારામાં રહેલો રસ જતાં તું હવે પ્રેમને લાયક રહ્યો નથી. માટે હવે મને ન ન મળતાં તારી વ્હાલી હોય તેને મળજે મેં તારે માટે ઘણું કર્યું. ત્યારે આ બદલો ? ભાઇની મિલ્કતની તથા બાપની આબરૂની તથા તે સાથે જેણે પોતાની સ્ત્રી તથા બચ્ચાંની દરકાર ન કરી, ને તારો પ્રેમ નીભાવવા પાયમાલ થઇ મરણ પામ્યો ત્યારે તેં આખરે મને દગો દઇ એક નીચ વેસ્યા જેવી જણાતી કુલટા સાથે પ્રેમ બાંધ્યો. ધન્ય છે દાકતરને કે જે હજુ સુધી મારો

પ્રેમ મેળવવા આશાવાદી રહ્યા છે. જા હવેથી તારૂં મુખ મને ન બતાવીશ.

રમણ—શું વ્હાલી ? હવે છેકજ વિસારીશ ?

કુમારી—છેકજ નહિ પણ હવે વ્હાલા કહેતાં વગોવાઉં ને પ્યારા કહેતાં પીડાઉં માટે જેમ જગતનાં તમામ મનુષ્યોને પિતા ભ્રાતા સમાન માનું છું તેમ તને પણ માનીશ.

રમણ—શું મારા પરનો પ્રેમ નષ્ટ કરીશ ?

શું પ્રેમ મારો તોડીને, તુજ થકી અળગો કરીશ.
વ્હાલી પ્રીયા તરછોડતાં, તુજ પ્રેમ વીણ અંધો ફરીશ.
છે જગત આ સુનુ બધું તુજ મુખ્નાં દર્શન વિના.
સુણી ખરે આ શબ્દ વ્હાલી, બંધ મારા છે ઢીલા.

કુમારી—શાણો સમજુ થઇ શાને પસ્તાય છે જેમ જગતમાં મા પુત્રને દેખી પ્યાર કરે છે તેમ હું પણ તને કરીશ.

શાણા હવે સમજુ થઇ દિવસ બધા ભુલી જજે.
નીહાળી મુજને માત સમ, આ જગતમાં સુખીઓ થજે.
છે જગતનો એ કાયદો, ન પારકાં પોતા તણા.
હવે વીસારી સર્વ દે, સુખો મળ્યાં તુજને ઘણાં.

રમણ—હા, પણ કયા અપરાધથી.

કુમારી—અપરાધ ! અપરાધ એજ કે ?

પ્રીતમ તણી પ્રીતી તજી, તુજને જો વળગી હું રહી.
પળ એકમા મુજને તજી, ફર્યો તું વેશ્યા ધામ જઇ
તેમાં રહ્યું જે તત્વ છે, તે સર્વ મુજમાં જો ભર્યું;
તો પાત્ર સુવર્ણ તેં તજી શા માટ પકડ્યું ઠીકરૂં.

તો હવે તારા પ્રેમથી વગોવાઉં ને પ્રીતમના પ્રેમથી પંકાઉં.

રમણ—આમ અચાનક ફેરફાર!

કુમારી—તારૂં વાતાવરણુ એજ તારા આત્માનું સુકાન પણુ તેં મને આખરે ખોટો છેહ દઇ ફસાવી.

ખોટા દઇને છેહ તેં મુજને ફસાવી ધર્મથી,
બંધન થયાં બન્ને હવે, આ જગતમાં કુકર્મથી.
જે સત્ય નીતી માર્ગ તેને તું ખરે ભુલી ગયો;
સંસારના દુષ્કર્મમાં બની અંધ તું ડુલી ગયો.

રમણુ—હા! તે ખરૂં? હવે જે થયું તે થયું તેને તો હવે પાર ઉતારવું જોઇએ ને?

કુમારી—ના! ના! ઓ મૂઢ! ભુલ કોની નથી થઇ? કેટલાંકની સુધરી પણુ ગઇ જો સાંભળ?

બ્રહ્મા પણુ ભુલા પડી, જે ભીલડી પાછળ ભમ્યા;
સૂર્યની પુત્રીને પણુ જો દેવતાઓ છે દમ્યા.
નારી સતી જે પાન્ડુની કૌરવ મહા જ્ઞાની બન્યા.
પણુ સર્વ આખર સમજીને, જો ચરણે તેને નમ્યા.

માટે વિચાર ને ભુલ્યો ત્યાંથી ફરી ગણુ ને ભુલનું પ્રાયશ્ચિત પસ્તાવો.

પસ્તાવો થાયે હૃદયમાં, તો ભુલ સર્વે સુધરે;
ઉંધુ વળે આ જગતમાં, જેનો પતિ કુપંથે ચઢે.
તે વાકય આજે સુણુતાં, મમ પ્રેમ તુજથી તુટીયો.
હતો સંબંધ વ્હાલી અને વ્હાલા તણો તે છુટીયો.

રમણ-વ્હાલી ? પણ તારૂં યોવન સદા સાંભરશે ?

તુજ મુખડું હસ્તું અને, બદન બગીચો બહારનો;
વર્ણન કરૂં શું મુખથી, પ્રિયે સેન્ટના સરદારનો.
તુજ મુખનાં દર્શન થકી, આ ભમર પણ ભરમાયછે;

કુમારી-(વચમાં)

તો તો સમજ એ અંધ કામી, ખીલ્યું સહુ કરમાયછે.

રમણ-

સુણી આ તારા શબ્દ વ્હાલી, હૃદય મમ ગભરાય છે;
વ્હાલી કહેતાં હૃદય આ, ઉમંગમાં મલકાય છે.
મમ હૃદયમાં તુજ પ્રેમનું બંધાઇ રહેલું સ્થાન છે;
દીધેલ સલુણી કોલ તેં તે શું તને સૌ યાદ છે.

કુમારી-હા યાદ છે ! ને સાથે ઇશ્વરી કાયદાનું ભાન છે.

અનીતી તણા એ સુખને, તરછોડતાં ના પાપ છે.
બસ જા હવે ના બોલતો, તું આજથી મુજ બાપ છે.
પુત્રી બની તારી હવે, હું પ્રેમ તુજ પર તો કરીશ;
આ વિશ્વમાં વળગી પ્રીતમને, યશ કીર્તી હું વરીશ.

રમણ-શું આમ છેક જ નીરાશ ?

નીરાશ્રીત ના કરીશ વ્હાલી, જરા આશા કંઇ તો દે;
હસાવી મુખ તારાને, જરા મીઠાં અમી તો દે.
હવે છેલ્લી ધરી આશા વિનવ તો હું તને વ્હાલી;
ન કાંઇ મુખથી બોલીશ, જરૂર તો તો જઇશ ચાલી.

કુમારી–તો શું મારા પ્રેમ માટે વેરાન વેઠીશ. તો તો મુઢ તારી અપકીર્તી થશે ને પ્રભુ દરબારે દુઃખ પામશે. તું મારા શરીરના કયા ભાગ પર મોહાંન્ધ થઇ મરવા જાય છે. તે તું જાણે છે કેઃ—

પંચ તત્વોથી ભર્યો, આ દેહ સુંદર દેખાય છે;
છે ગંદકીની એ ગટર, તે શું તને સમજાય છે.
મળ મુત્રને વળી માંસથી, આ તો ભરેલું પીપ છે;
વળગી રહે જે જન તેને, વિશ્વમાંહી ધીક છે.
ગટર સમ ગંદકી મારે, વહે મળ મુત્રની ધારા;
બનયો તું અંધ તે પર તો, થયા શા હાલ જો તારા.
નથી કંઇ સાર પર પ્રીતે, સદા તે દુઃખનો દરીયો;
રહ્યો છે ન્યારો જે તેથી, વીજય વળમાળને વરીયો.

છતાં હજુ સમજાવું છું તો સમજ ને આ સર્વનો ત્યાગ કરી તેનો અર્થ સમજ જો ન સમજ્યો હોઉં તો તને સમજાવું

તજી દે મોહ આ જગના, નીહાળી જો ગટર તું આ
હતી જે વાસના ગર્ભે, હતો જ્યાં પ્રેમ તુજમાં.
સહી દુઃખો તું ગર્ભોનાં ન પડવા કોલ તેં દીધો,
પડ્યો જ્યાં બહાર તું વિશ્વે વીસારી શું તે દીધો.

રમણ—શું ત્યારે તું નહિ માને, તો જો હવે હું તારા માટે પ્રાણની યાહુતી આપી પ્રભુ દરબારે જાઉં છું ને ત્યાં જઇ તારોજ હસ્ત માગીશ.

આત્મહત્યા હું કરી, તુજ પ્રેમ પુરો દાખવું,
યમરાજના દરબારમાં તુજ પ્રેમ માટે જાઉં છું
માગીશ જઇ તુંજ હસ્તને, યમરાજ મુજને આપશે.

કુમારી—(તેને અટકાવતાં) ઓ મુઢ એ તો ન્યાયી છે તું પાપસજા પામશે.

શું તું આવાં અનીતીનાં ફળ સારાં માને છે પણ એટલામાં રમણલાલને દાકતરની વાત યાદ આવી ને તેણે દાકતરનું હૃદય જાહેર કર્યું. કુમારી તું મને વેશ્યાના પ્યારમાં ફસાયાનું જણાવે છે પણ દાકતર કંચનલાલ પણ ત્યાં ફસાયા છે. કુમારીએ કહ્યું તેમ બનેજ નહિ તેના જેવા પવિત્ર માણસ એવી કુલટાના પ્યારમાં ફસાય એ હું માનું નહિ. રમણલાલે પોતાનું હૃદય છુપાવા કુમારીને જણાવ્યું કે તને નજરે બતાવું તો પછી કેમ ? કુમારીએ કહ્યું હા તો તો જરૂર હું સાચું માનું ને પછી તમને મારી આપું. ઠીક કહી રમણલાલ ગયા. તે કુલટાના મકાને આવ્યા. આ વખતે કાન્તા પણ સાથે આવી હતી તેને મકાનના બીજે માળ બેસાડી. પછી રમણલાલે કુલટાને સર્વ વાત સમજાવી ચાલ્યા ગયા. થોડી વાર પછી દાકતર ત્યાં આવ્યા. કુલટાએ આજે દાકતરને ઘણા પ્રકારની પ્રેમ ચેષ્ટાઓથી પ્રેમઘેલા બનાવ્યા, ને કહ્યું, દાકતર સાહેબ આજે તમારા લાયક એક વીસ વર્ષની યુવાન ને મારા કરતાં અતિ સ્વરૂપવાન જાણે બીજી રંભા મારી બેનપણી મ રે ત્યાં આવી છે તેની સાથે જો આપની ઇચ્છા હોય તો ભોગવિલાસ કરો. દાકતર આજ

દિન સુધી જે પાંચમા વેદથી અજ્ઞાન હતા તેમને કુલટાએ વેદનો પહેલો પ્રેમપાઠ ભણાવેલો હોવાથી તે રંગ રાગના રસીયા બન્યા હતા. તેથી તેમણે કહ્યું, કાશી તારી બેનપણી કયાં બહાર ગઇ છે? એટલે કાશીએ કહ્યું, નારે વ્હાલા! તે ઉપરજ છે, કારણ કે તે મારાથી નાની છે એટલે હવે મર્યાદા તો રાખેને? મેં તેને સર્વ સમજાવ્યું છે. માટે જો આપની ઇચ્છા હોય તો હાલજ જાવ! આ સાંભળી દાકતર સાહેબ દાદર નજીક આવ્યા ત્યાં ઉપર બેઠેલી કાન્તાએ સઘળી વાત સાંભળેલી હોવાથી તે ગભરાઇ ને હવે મારૂં શું થશે. કારણ કે એક નીચ વેશ્યાના ધામમાં મને જોઇ મારા ઉપર તહોમત મુકશે, કે આવા ધંધા કરવા માંડયા. હે વિભુ! મારે હવે શું કરવું. દાકતર જાણશે તો મારૂં મોતજ થશે. આમ વિચાર કરવા લાગી. આ બાજુ દાકતર પગથીયાં ચઢતા તેમ તેમ કાન્તાને મોતનાં પગથીયાં પરથી કાળ ઉતરતો જણાવા લાગ્યો. દાકતર આખરે છેક ઉપર ચઢી આવ્યા એટલે કાન્તા દોડની જઇ પલંગમાં પોતાનું મુખ છુપાવી સુઇ ગઇ. દાકતર ઉપર આવી પલંગ પર બેઠા, ને તેને વિનવવા લાગ્યા.

દાકતર–હે પ્રિયા! આમ શરમથી નીચું કયાં સુધી જોઇ રહેશો. આપને મારી સાથે આમ શરમ રાખવી ન ઘટે. વાંચક હાલ બે ઘડી કાન્તાને યુવતી તરીકે માની લે.

યુવતી–વ્હાલા! તમો મોટા શેઠ શાહુકાર ને અમે તમારી સાથે હળીમળી તમને ઇંદ્ર વૈભવ આપીએ ને તમો તેની કિંમત

ન કરો ત્યારે અમારો નિર્વાહ કેમ ચાલે. કાન્તાએ હવે દાક્તરને ફંબીમાં લેવા રસ્તો કર્યો.

દાક્તર–પ્રીયા ! તારૂં મુખ તો બતાવ લે તારૂં મુખ જોયા બદલ આ ઇનામ કહી સો રૂપીઆની નોટ આપી કાન્તાએ લઇ લીધી. છતાં મુખ ન બતાવ્યું.

યુવતી–વ્હાલા ! બસ આજ કીંમત કરી કે ? આટલી રકમ તો અમારે ત્યાં ઘાણી ભુંજી ખાનાર ભાડભુંજા પણ નાખીને ચાલતા થાય છે તો તમારા જેવા શેઠીયાઓને તો આ અંગનો મેલ છે. એ તો મારી બેનપણીએ મને આપણી તારીફ સંભળાવેલી એટલે હું આપની સાથે પ્રેમ કરવા તૈયાર થયેલી પણ સરૂં થયું કે પ્રથમ મેળાપે આપનો ઉદાર જીવ સમજાયો. દાકતરે મનમાં વિચાર્યું કે ખરેખર યુવતી તો જણાય છે નાની ને હશે પણ કુલટાના જણાવ્યા પ્રમાણે એટલે તેમણે કહ્યું વ્હાલી ! લે આ વધુ ઇનામ કહી પાંચસોની નોટ આપી. તે પણ લઇ લીધી છતાં યુવતીએ મુખ બતાવ્યું નહિ પણ જરા ઘુંઘટો અલગ કરી દાક્તર જુએ ન જુએ તેમ પાછું મુખ પર ઘુંઘટો તાણી લીધો આ સમયમાં જેમ વીજળીના ઝબકારાથી આંખો અંજાઇ જાય તેમ દાકતરની આંખે અંધારાં આવ્યાં ને શરીરમાં કામદેવનો સંચાર થયો, હવે દાકતર મોહાન્ધ બન્યા ને ગમે તે ભોગે સુંદરી સાથે સમાગમ કરવા એવો નિશ્ચય કર્યો. એટલે તેમણે કહ્યું તો વ્હાલી ! કમળ નયની ! હવે તું કહે તે આપું પણ તારૂં મધુર સુંબન આ ઘવાયેલા હૃદયને આપી શાન્ત કર.

કાન્તાએ વિચાર્યું કે પૈસા પડાવવાનો ઠીક લાગ છે જાણી કહ્યું શેઠજી આપને હજાર બે હજાર એ તો જાણે જુજ રકમ છે અમારે કયાં બજાર ગંડાની માફક રોજરોજ પૈસાની ઉઘરાણી કરવાની હતી એટલે દાકતરે એક બુક કાઢી ને પાંચ હજારનો ચેક લખી યુવતીના હાથમાં આપ્યો. યુવતીએ તરતજ તેનો સ્વીકાર કર્યો. પછી કહ્યું વ્હાલા હવે તમે મને વચન આપો કે તારા સીવાય હું અન્ય સ્ત્રીનો સંગ નહિ કરૂં. દાકતરે વચન આપ્યું કે તરતજ કાન્તાએ પોતાનો પડદો દુર કર્યો ને બોલી બોલો દાકતર સાહેબ આમ! આવી રીતે રોજના કેટલા પૈસા રાંડોને ખવરાવો છો દાકતર આ જોઇ આભોજ બની ગયો ને લાચારી બતાવતો ઉભો રહ્યો ઠીક છે કહી કાન્તાએ ઉતરી ચાલવા માંડયું દાકતર પણ કુલટાને ધીકકારતા શીટકાર આપતા પોતાની દુકાને ગયા તો વાંચક આપણે પણ ચાલો ને આગળ તપાસીયે કે ઘણા વખતથી દાકતર કંચનલાલના ઘરની સ્થિતિ તપાસીયે.



# પ્રકરણ ૧૦ મું.

## સાસરૂં કે શુળી

છે સાસરૂં કે સુળી, જે લગ્ન ગોઠતું ના થયું;
સુરા થકી પરણાવી તેથી યેવન નકામું છે ગયું.

પ્રિયવંચક આપણે ઘણો વખત થયો કંચનલાલના ઘરની હકીકત તપાસી નથી તો તપાસીયે કંચનલાલને એક બહેન હતી. કંચનલાલ તો પરણ્યા પછી મુંબઇ ગયા હતા. તે અરસામાં તેમના પિતા અમરચંદનો વિચાર કમળાનો વિવાહ કરવો એવો થયો પણ જરા પૈસાના લાલચુ હોવાથી તેમણે મન સાથે નિશ્ચય કરેલો કે જે કોઇ વધારે પૈસા આપનાર મળે તેની સાથે કમળાનું લગ્ન કરી નાખવું. કમળા અમરચંદને બહુ લાડકી હતી. તેમ કમળા રૂપમાં પણ ઘણી રૂપવતી હતી તેનું બદન દિનપ્રતિદિન કમળની માફક ખીલતું જતું હતું. કોયલના જેવો તેનો મીઠો સ્વર સાંભળનારને મોહક લાગતો એક દિવસ અમરચંદે કમળાને કહ્યું બેટા ? હવે કાલથી તારી નિશાળ બંધ કર આ સાંભળી કમળાએ પુછ્યું બાપા નિશાળે જવાનું શા માટે બંધ કરૂં મારે હજી આગળ થોડું ભણવા વિચાર છે. અમરચંદે ખુલાસો કરતાં જણાવ્યું બેટા! જો હવે શું થોડા દિવસ પછી સાસરે જઇશ એટલે ભણવાનું બની શકશે નહિ, ને કયાં આપણે નોકરી કરવી છે.

હવે કમળાએ ધીરે ધીરે યુવાવસ્થામાં પ્રવેશ કરવા માંડયાં પણ હજુ તેના માબાપોની નિંદ્રા ઉડતી ન હતી. એવામાં એક દિવસ અમરચંદે કમળાની માતાને કહ્યું. સાંભળે છે ? આપણી કમળાનો વિવાહ જે ઘેર કર્યો છે તે ઘરનો છોકરો બહુ સારો રૂપાળો ને તંદુરસ્ત છે કોલેજમાં અભ્યાસ કરે છે દરેક રીતે દીકરીને સુખતો મળ્યું. શાન્તાબા ઘણાં ખુશ થયાં ને તેમણે

થનાર જમાઇ રાજને પોતાને ઘેર તેડી લાવવા કહ્યું બીજે દિવસે અમરચંદ એક યુવકને લઇ હાજર થયા તેમને જોઇ શાન્તાબા પણ ખુશ થયાં ને કમળાએ આ વાત સાંભળેલી હોવાથી તે પણ પતિદેવનાં દર્શન કરવા આવી તેને જોતાંજ તેના મનમાં થયું કે ખરેખર હું આની થવા લાયક છું પછી તે યુવકને લઇ અમરચંદ તેને ઘેર ગયા તેના માબાપ સાથે વાતચીત કરતાં અમરચંદનું પેટ ન ભરાયું તેથી લગ્ન કરવા ના પાડી ઘેર આવ્યા. તેઓ ઘેર આવેલા જોઇ શાન્તાબાએ પૂછયું કેમ શેઠજી લગ્ન નક્કી કરી આવ્યા ? લગ્ન કયારનું લીધું છે. જેમ બને તેમ લગ્ન નજીક લેજો કારણ કે સગાંવહાલાં આડોશીપાડોશી ચુંટી ખાય છે અમરચંદે નિરાશ થઇ કહ્યું. શું લગ્ન લેઉં લગન લેતાં તો હું તદ્દન ભીખારી બની જાઉં કારણ કે બે હજાર પરઠણ ને દોઢ હજાર જાનનો ખર્ચો એટલે સાડાત્રણ હજાર રૂપિઆ દીકરી પરણાવતાં થાય અટલે મરી ન જાઉં તો શું થાય ઘરનાં વાસણ કુસણ વેચતાં પણ પુરૂં ન થાય ભલે એ દીકરી કુંવારી રહે. આ સાંભળી શાન્તાબાના હોશ કોશ ઉડી ગયા ને મુખથી એટલું બોલી જવાયું કે "હે પ્રભુ દુશ્મનને પણ દીકરી ન આપીશ." આ સઘળું કમળા સાંભળતી હતી તે બોલી નખોદ જજો આ દેસાનું કે જેને લીધે મારા હાથમાં આવેલું પંખીડું ઉડી ગયું. એટલામાં કમળાની દાદીમા ત્યાં આવી પહોંચ્યાં ને લગ્નની વાત પુછવા લાગ્યાં અમરચંદે સઘળી બીના કહી સંભળાવી. એ સાંભળી દાદીમા બોલ્યાં ભાઇ ! ચિંતા કરીશ નહિ. કમળાની બધી

ગોઠવણ મેં પ્રથમથીજ કરી નાખી છે. વર અને ઘર જોઇ રાખ્યાં છે. વરને મા બાપ ભાઇ કોઇજ નથી. માત્ર કાકાનો દીકરો છે. વેપાર પણ સારો ચાલે છે પૈસેટકે પણ સુખી છે. માત્ર કમળાને સાંકળ ઉઘાડી ઘરમાં પેસવાનું છે. માત્ર બીજવર છે તો તેથી શું બીજવર તો આજે શોધ્યા પણ જડતા નથી. આપણે તો કમળાનું સુખ જોવાનું છે કાલે ઉઠી ન કરે નારાયણ ને ઘરમાં કોઇ ન રહે તો પણ દીકરી સુખે બેઠી બેઠી ખાય. આપણે ઘેર રડતી તો ન આવે વળી આપણે પૈસા પણ આપવાના નથી ઉલટો તેજ રૂપીઆ આપે તેમ છે. ને જો તમે જરી વધારે ખેંચપકડ કરો તો વધારે આપે તેમ છે. આ વાત સાંભળી અમરચંદ લલચાયા પણ કમળાના હ્રદયમાં તીર ભોંકાયું પણ શું કરે હિંદુ રિવાજ પ્રમાણે પુત્રી લગ્નની બાબતમાં એક પણ શબ્દ ઉચારી શકે નહિ. તેથી ગુપચુપ બેસી રહી.

અમરચંદનું મોહું પૈસા મળશે જાણી મલકાવા લાગ્યું કારણકે પહેલેથી તે પૈસા મેળવવાનો વિચાર કરી રહ્યા હતા. તેથી તેમણે દાદીમાને કહ્યું માજી તમો જે કરશો તે વ્યાજબી કરશો. પણ વરની ઉંમર બહુ મોટી ન હોય તેટલું ખાસ કરીને જોજો. દાદીમાએ પોતાનું ડહાપણ બતાવ્યું. ત્યારે શું હું આંધળી છું કે ફુલ જેવી કુમળી દીકરીને હાથે કરી કુવામાં નાખું. પચાસ વર્ષની ઉંમર શું વધારે ગણાય? અરે આજ કાલ તો એંશી એંશી વરસના બાર બાર વરસની કન્યાઓ પરણે છે. હું તેમને બપોરે બોલાવીશ એટલે તમો તેમની સાથે વાતચીત કરી લેશો

બીજેજ દીવસે એક બુઢ્ઢો માણસ અમરચંદને ઘેર આવ્યો તે બુઢ્ઢાના બધાય વાળ સફેદ થઇ ગયા હતા. રગેરગમાં લોહી ધીમું વહેતું હતું. રંગે સીસમ જેવો કાળો અને પગે ખોડો હતો દેખાવમાં કદરૂપો અને બેડોળ હતો. તેણે ઘુંટણ સુધી ધોતી ને એક મેલું પહેરણ પહેરેલું હતું. અને રેશમી કસુંબા રંગનો ફેંટો બાંધેલો હતો તેની ઉંમર સાઠ વર્ષની નીચે નહી હોય. કમળાએ પોતાના મકાનમાં તે માણસને આવ્યો તે જોઇને તેના મનમાં થયું કે ખરેખર મારી આખી જીંદગી બરબાદ થઇ ગઇ પણ એટલામાં અમરચંદે તેમને માનપુર્વક તેમને બેસાડયા. કેટલીક આડી અવળી વાતો કરી પછી વીવાહની વાત પર આવ્યા. પ્રથમ અમરચંદના મનમાં કોઇ વાત પુછવાનો વિચાર થઇ આવવાથી દાદીમાને અંદર બોલાવ્યાં ને કઇ પુછવા લાગ્યા. આ થતી વાતચીત કમળા એક બાજુએ ઉભી ઉભી સાંભળતી હતી.

અમરચંદ દાદીમાને કહેવા લાગ્યા. માજી ? હું આ લગ્ન કદી નહિ કરીશ. ભલે છોકરી કુંવારી રહે. આ સાંભળી દાદી મા બોલ્યાં—વાહ ! શો વાંધો છે ? આવો સારો વર અને ઘર બીજે કયાંથી મળશે તમો પુરૂષો આવી વાતમાં કયાંથી સમજો જાગીરદાર વર મળે તેથી બીજું શું જોઇએ. ને તમો મનમાં કેમ મુન્જાઓ છો. આપની દીકરી કોઇ વાતે દુઃખી નહિ થાય. તેને સર્વ વાતે સુખ મળશે. તેમની સાથે આવેલો માણસ બોલ્યો. તમારે શું જોઇએ ? મુરબ્બી આપ કોઇ વાતે ગભરાશો નહિ. મારો માલીક કંઇ જેવો તેવો નથી. ગામમાં પાંચ માણસમાં

વજન પડે એવો છે એટલામાં વચમાં દાદી મા બોલ્યાં ભાઇ એમને મેં કેટલાયે સમજાવ્યા પણ તે માનતા જ નથી. તેનું કારણ પુછતાં તેમણે કહ્યું કે તેવા મોટા જાગીરદારની જાનનો ખર્ચ કરવાની શક્તિ નથી. આ સાંભળી જાગીરદાર બોલ્યા. તેની કાંઇ ફીકર નહિ. અમે ને તમે કયાં જુદા છીએ. બધુ થઇ રહેશે. આપનો તરફથી ખર્ચ ન થઇ શકે તો અમે આપીશું એમ કહી જાગીરદારે એક થેલી આપી અમરચંદ થેલીમાંના પૈસા ગણવા લાગ્યા. ગણત ગણતાં દાદી મા બોલ્યાં ભાઇ કેમ આટલા બસ છે ને? અમરચંદે કહ્યું દાદી મા આટલામાં શું થાય કારણ કે બચરવાળ માણસ છું તે તમો જાણો છો. આ વાત જાગીરદાર સાંભળી ગયા. ને તેથી બોલ્યા, શેઠજી ગભરાશો નહિ વધુ સાત હજાર રૂપીઆ લગનને દિવસે આપીશું છતાં અમરચંદે હા ના કરવા માંડી. કમળા જે એક બાજુ રહીને સાંભળતી હતી તે સમજી ન શકી કે આ બેમાં મારો કયો સ્વામી થનાર છે. વર કોઇ ત્રીજો જ હોવો જોઇએ. એમ કમળાને થયું પછી તેઓ ઉઠી ચાલવા લાગ્યા.

થોડા દિવસ પછી અમરચંદ એક ગાડી લાવી તેમાં કમળાને બેસાડી જાગીરદારને મુકામે ગયા ત્યાં તેમને માનપુર્વક બેસાડ્યાં ને ત્યાંની ધામધુમ જોઇ કમળા સમજી ગઇ કે મારૂં લગ્ન અહીં થવાનું છે. પણ આ તે લગ્ન કે યજ્ઞ? શું મારો ભાઇ પણ મને ન મળ્યો. એટલામાં કેટલીક સ્ત્રીઓ ગાતી ગાતી આવી કમળાને લગ્નમંડપમાં લાવવામાં આવી ત્યાં તેને પરણનાર પુરૂષને

જોતાં જ તેની ખાત્રી થઇ કે પોતાના મકાનમાં જે પુરૂષને જોઇ પોતે પોતાની જીંદગી છુટી પડ્યાનું સમજી હતી તે જ પુરૂષ તેની સાથે પરણવા સામે બેઠો હતો. અત્યારે આ લુલો લંગડો કાળો હબસી ઠાઠમાઠ થઇ કમળાની સામે બેઠો હતો. તેને જોતાં જ કમળાને કંપારી છુટી. પુતળાની માફક તે ફેરા ફરી. પેલી બાજુ સ્ત્રીઓ ગાતી હતી. પણ કમળાનું અંતઃકરણ તો રડી રહ્યું હતું પરણી ઉઠયા પછી કમળા એક ખંડમાં બેઠી આંસુ સારતી હતી. હવે તે ઘર સંસારમાં પ્રવેશી.

બુઢ્ઢો કમળાને બહુ પ્યારથી બોલાવતો પણ કમળા તેની સામે નજર સરખી યે કરતી નહિ તેને જોતાં જ કમળાને ક્રોધ ચઢતો હતો. ને મનમાં તો તે લાલચુ પિતાને તથા ચુડેલ દાદી માને ભાંડતી થોડા દિવસ બાદ અમરચંદ કમળાને ઘેર તેડી લાવ્યા. ઘેર આવ્યા પછી કમળા તેની માતાની પાસે બેસી ખુબ રડવા લાગી. તે એટલે સુધી રડી કે જો હવે તમે મને ત્યાં મોકલશો તો હું ઝેર ખાઇ મરીશ કમળાને આવેલી જાણી તેની બેનપણીઓ તેને મળવા માટે આવી. ને હાસ્ય કરતી પુછતી કે સાસરીમાં કેવું સુખ છે આ વખતે કમળાને હજારો વિંછીના વેદના થતી હતી, તે એટલુંજ બોલી.

બુઢ્ઢા થકી પરણાવી છે ઉમર વરસ છે સાઠની;
કીંમત કરી વેચી પિતાએ, રૂપીઆ હજારે આઠની.
મરવા પડયો એ માંકડો, નથી ઉઠતો કે ચાલતો;
બેસાતુ જરાયે છે નહિ, નથી લાકડી એ ઝાલતો.

કમળાના આ શબ્દો સાંભળી તેની બેનપણીઓ હસવા લાગી. તેઓ કમળાને હવે ચીઢાવતી, એટલામાં તેની માતા બોલાવવા માટે આવી. ચાલ બેટા! તારે સાસરેથી તને તેડવા માટે આવ્યા છે. સાસરે જવાનું સાંભળી કમળાના મનમાં થયું કે આ તે "સાસરૂં કે શુળી." દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય. કમળાની નામરજી છતાં તેની સાથે મોકલવામાં આવી. કમળાને બીજી વખત સાસરે આવ્યા પછી ખબર પડી કે આ બુઢ્ઢાનું લગ્ન બીજી વખત નહિ પણ ત્રીજી વખત છે. તેને બે સ્ત્રીઓથી સંતાન ન થવાથી મારી સાથે લગ્ન કર્યું છે. મરતાં મરતાં જાગીરદારની પુત્રની ઇચ્છા ન રહી જાય, ને કદાચ તેમ ન થયું તો વૃદ્ધાવસ્થામાં ચાકરી કરવા કામ લાગે. આવા ઉદ્દેશથી આ બુઢ્ઢાએ એક બાર વર્ષની બાળા ઉપર છુરી ચલાવવા હીંમત કરી હતી.

નીચ સ્વાર્થને જે સાધવા, ખંજર ચલાવ્યું દામનું;
નીર્દોષ બાળા કાપતાં, ના નામ લીધું રામનું.
તણાઇ પૈસા તોરમાં, છુરી ચલાવી દામની;
શકતી નથી રતી રંગની, તઇયારી છે શમશાનની.

આમ શોકમાં દિવસો નિર્ગમન કરતાં કમળાનું યોવન વૃથા જતું જણાતું હવે મારે શું કરવું એમ કમળા વિચાર કરવા લાગી. તેના મનમાં એમ થયું કે લાલચુ પિતા ને બુઢ્ઢા પતિને કેવા શ્રાપ આપું. પણ જરૂર મારા પિતાનું આ વેર તો હું લઇશ. કોઇ વખત કમળા બહાર દર્શન કરવા જતી

ત્યારે કેટલીક સ્ત્રીઓ મશ્કરીઓ કરતી કે કમળાબેન તમારા ધરના સારા છે કે નહિ? ત્યારે તે શરમની મારી નીચે જોઇ જતી. ને હૃદય બળી ઉઠતું કમળા એક વખત તેના પિતાને ઘેર ગઇ. આ વખતે દાકતર કંચનલાલ પોતાને ઘેર આવ્યા હતા, પોતાના ભાઇને જોઇ હસવું આવે તેને બદલે રડવા લાગી. આથી કંચનલાલે કહ્યું બેન કમળા તું આમ ખુશી થવાને બદલે રડે છે કેમ? જો હું તારે માટે કેટલીક ચીજો લાવ્યો છું તે લે. કંચનલાલે બેગ ઉઘાડી કેટલીક સાડી પોલકાં ઉત્તમ પ્રકારનાં આપવા માંડયાં ને સાથે સો રૂપીઆની નોટ આપી. બેન તારા લગ્નમાં તને ભાઇ પણ ન સાંભર્યો તારા લગ્નની વાત મને પિતાએ જણાવી છે તારાં ધનભાગ્ય કે આવો જાગીરદાર વર તને મળ્યો કમળા સમજી ગઇ કે દુષ્ટ પિતાએ ભાઇને ઉંધુંચ્છતું સમજાવી ગમે તેમ ભેળવ્યું લાગે છે. તેથી તેણે કહ્યું ભાઇ બપોરના મારા ખંડમાં આવશો તારે આપને કેટલીક વાત કરવાની છે એટલામાં અમરચંદ તથા તેમની પત્ની ઉઠી ચાલી ગયાં એટલે કમળાએ કહ્યું ભાઇ! શું તમે જાણતા નથી? તમો જાગીરદાર જોઇ આનંદ માનો છો બળી એ લક્ષ્મી ને બળી એ જાગીર મને પિતાએ આઠ હજાર રૂપીઆમાં સાઠ વર્ષના બુઢ્ઢા સાથે પરણાવી મારી જીંદગી બરબાદ કરી છે. આ તારી બેનને સદાને માટે રંડાપો આપ્યો છે આ સાંભળતાં જ કંચનલાલ ચમકયો ને બોલ્યો શું આ તે "બાપ કે સાપ" બન્નેની આંખમાંથી ચોધાર આંસુ ચાલી નીકળ્યાં. આજે

કંચનલાલ મુંબઇ જવાના હોવાથી સ્ટેશન પર જવા નીકળ્યા ને તેઓ બળતા હૃદયે મુંબઇ જવા ઉપડયા. તો વાંચક ચાલો આપણે આગળ કમળાનું શું થાય છે તે તપાસીયે.

# પ્રકરણ ૧૧ મું.

## બુઢો કે બાપ

તજી ધર્મ અબળા જાતનો, કુમાર્ગમાં ચાલી ગઇ;
હિંમત મળ્યો મુનીમ પ્યારો, આશા થઇ કંઇ અવનવી.

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે જાગીરદારને ત્યાં હીમત મુનીમ તરીકે રહેતો ત્યાંજ ખાતોપીતો ને સુઇ રહેતો. હવે જાગીરદારથી વધુ ઉઠાતું કે ચલાતું નહિ. એટલે તેઓ પથારી વશ થયા. એક દીવસ હિંમત કંઇ કામ પ્રસંગે કમળાના ખંડમાં ગયો આ વખતે કમળા એકલી બેઠી હતી. તેને જોઇ હિંમતે કહ્યું. કેમ શેઠાણી કંઇ કામકાજ છે. કમળાનું રૂપ જોઇ હિંમત પણ પતંગીયાની માફક રૂપના તેજમાં પડી બળવા તૈયાર થયો. કમળાને કોઇ રસ્તે પોતાના પ્રેમમાં ફસાવી બુઢાની મીલ્કત પચાવી પાડવી એવો વીચાર કરી તે કમળા તરફ ફરીથી જોઇ બોલ્યો શેઠાણી સાહેબ કંઇ મારા સરખું કામકાજ હોય તો જણાવશે કમળા પણ મુનીમનું રૂપ જોઇ લોભાઇ હતી તેથી તેણે કહ્યું આવો મુનીમજી બેસો કહી મુખ

પર હાસ્ય આણ્યું. હિંમત સામેની ખુરશી પર બેઠો બંને એકમેકને જોતાં જ બેસી રહ્યાં આખર કમળા બોલીઃ-

કમળા-કેમ મુનીમજી ? આપ તો ઘણા કામમાં રોકાયેલા રહો છો એટલે અમારી સંભાળ પણ લેવા આવતા નથી. શું શેઠનો હુકમ નથી ?

મુનીમ—વાહ ! એમ શું બોલો છો તમારા જેવાં રૂડાં રૂપાળાં શેઠાણી જોઇ શેઠજી તો ખુશ ખુશ થઇ જાય છે. શું તમારૂં સૌન્દર્ય ?

કમળા—તેઓ ખુશ થાય તેમા મને શું ? કારણ કે મારા મનમાં એમ નથી થતુ કે હું તેમની સાથે ઘડી બેસી રહું, પણ હુ આપને એક વાત પુછું તે કહેશો ?

મુનીમ—ઘણી જ ખુશીથી ?

કમળા—

વ્હાલા મુનીમ સાચું વદો, તમ કોણ ને વળી નામ શું;
સાચું જણાવો સર્વ એ, ઉપકાર ના ભુલીશ હું.
મીઠા સુણીને શબ્દ એ, હિંમત હૃદય પાણી થયું;
રૂપરંગ ને લટકા થતી, ભોળું હૃદય ભોળવાઇ ગયું.

મુનીમ—હું જાતનો છું વાણીયો. હિંમત મારૂં નામ છે,
મમ માત નામે વિજયા. વિશ્વેસ પિતા નામ છે.

આ સાભળી કમળા બોલી ત્યારે શું તમો વાણીયા છો ? ત્યારે તો અમારી જ્ઞાતીનાજ પણ વ્હાલા ! તમે પર...ણેલા કે...કુંવારા આ સાંભળી હિંમત બોલ્યો.

મુનીમ—શેઠાણી! એવી વાત ન કરો તેનું તમારે શું કામ છે?

કમળા—વાહ, વાલા મુનીમ હવે શાને શરમાવો છો. મને તમારીજ માનો.

વ્હાલા મુનીમ માનો મને રાણી બનાવા કોલ દો
યોવન બગીચે પુષ્પ ખીલ્યાં, સ્વાદ ચાખી આજ લો.
મમ હૃદયથી ચાહું તને, તું પ્રાણ પ્યારો નાથ છે;
મરતાં તને છોડું નહિ, તું આજથી મુજ સાથ છે.

હિંમત—કુડા વદો ના શબ્દ આ, જો શેઠજી સઉ જાણશે,
તો મોત બન્નેનું થશે, ને પ્રાણ આ પણ તો જશે.
માટે તજો એ વાત તમ, વીચાર મનમાં લાવતાં,
કહું છું તમોને સત્ય હું, ના આજથી સંભારતાં.

આ શબ્દોથી કમળાનું મુખ ઉતરી ગયું ને હિંમતને હિંમત આપતાં બોલી.

કમળા—હિંમત થઇ હીમત તજી, શાને હવે ગભરાય છે;
બેટો કહી પ્યારી તમે, શાને હવે શરમાય છે.
ખીલતું ખરે આ પુષ્પ તે, કરમાવશો હાથે કરી;
પોષક બનો માળી થઇ, યોવન બગીચે રહો રમી.

આમ બન્નેની વાતચીત ચાલતી હતી ત્યાં એકાએક હાક સંભળાઇ, હિંમત ક્યાનો ક્યાં ગયો છે. આ અવાજ સાંભળી હીંમત દોડયો. ને શેઠની પાસે જઇ બેઠો એટલે કહ્યું ભાઇ તું

કમારનો ક્યાં ગયો હતો. એટલે હિંમતે જવાબ આપ્યો શેઠજી બજારમાં ગયો હતો. કારણ કે શેઠાણીએ કેટલીક ચીજો મંગાવી હતી. એક હીરાકંઠી મંગાવી હતી તે લઇ આવ્યો. ને થોડું અત્તર પણ લાવ્યો છું. આ સાંભળી શેઠને આનંદ થયો ને કમળા પર વ્હાલ આવ્યું ને કહ્યું જા ભાઇ તારી શેઠાણીને કહે કે શેઠ બોલાવે છે. ને પછી તું બજારમાંથી લાવેલા માલનાં નાણાં આપી આવજે. હીંમત શેઠની વાત સમજી ગયો તેથી થોડાક રૂપીઆ અને નોટો લઇ તે કમળાના ખંડમાં આવ્યો ને કમળાને બસોની નોટો તથા રૂપીઆ આપી કહ્યું કે શેઠ પુછે તો તમો તમારી કંઠી બતાવજો ને કહેજો કે મે આજે મુનીમ પાસે મંગાવી છે. કમળા આ વખતે વસ્ત્રો સજી પોતાના પ્રિતમને લોભાવવાના કાર્યમાં મથી રહી હતી વાંચક તેનો પ્રિતમ કોઇ નહિ પણ મુનીમજ હતો. હિંમતે આવી જણાવ્યું કે આપને શેઠજી ઉત્તમ વસ્ત્રો સજી ત્યાં બોલાવે છે. વસ્ત્રો પહેરી તૈયાર થઇ એટલે મુનીમને કહ્યું વ્હાલા ! તમો અહીં આવો તમોને ગુપ્ત વાત જણાવું. કહી તેણે હિમતના મુખ સુધી પોતાનું મધુર મુખડું જવા દઇ આતુર હૃદયને એકજ ચુંબનમાં શાન્ત કરી દીધું. હિમત તથા કમળાના શરીરમાં કામદેવનો સંચાર થઇ ચુક્યો. પણ પોતાની ઇચ્છા પૂર્ણ કરવાના ઇરાદાથી હિંમતને કહ્યું: વ્હાલા ! તમો જરાવાર બેસો હું હાલજ તે બુઢ્ઢા બણચકને સમજાવી પાછી આવું છું કહી તે ત્યાંથી ચાલી ગઇ કમળાને કોઇ દિવસ નહિને આજે

આમ આનંદમાં પોતાની પાસે આવતી જોઇ જાગીરદારના મનમાં થયું કે કમળા હવે ધીરે ધીરે મારાપર વ્હાલ કરશે. ભલે ગમે તેટલો ખર્ચ કરે તો પણ કયાં ખૂટવાનો છે. મારી આખર અવસ્થાએ મારી ઇચ્છા પૂર્ણ થશે તો મારી બધી લક્ષ્મી કયાં મારે સાથે લઇ જવી છે. કમળા આવી બુઢાના પલંગપર બેઠી ને હાસ્ય કરતી બોલી વ્હાલા ? હું એક ગામ જાત્રા કરવા જાઉં જો આપની રજા હોય તો આ પવિત્ર ગામમાં જાઉં. આ સાંભળી બુઢાએ વિચાર્યું કે ભલે જાય તેમ કરતાં આપણને સુખ મળે તો પૈસો ખરચ્યો પરમાણ પડે. પણ ને અગાળી આશા એક નિરાશામાં ફેરવાઇ જવાની એમ બુઢાને લાગવા માંડયું કારણ કે તેણે કમળાને કહ્યું વ્હાલી જરી મારી પાસે તો આવો. આ મારા બળતા હૃદયને તારા અધરોષ્ટનું પાન તો કરાવ. કમળા સમજી ગઇ કે બુઢાને હવે કામદેવે ઘેર્યો છે જો તેની મરજી મુજબ ચાલી શું તો આપણા કોઇ કામમાં વાંધો આવશે નહિ તેથી તેણે બુઢા બાપ જેવા સાથે પ્રેમ આલીંગન કરી તેના ઘણા દિવસના કામાગ્નિને શાન્ત કરી તેના ખર્ચ કરેલા પૈસાનો સદઉપયોગ થયો એવો અપૂર્વ આનંદ આપ્યો "મીયાં પેઠા ઘોરમાં ને બીબી આવ્યાં જોરમાં" ની માફક ચીનાગવરી સાથે બેસનાર બુઢો પણ બે ઘડીનો રંગ રાગનો ઇજારદાર બન્યો. ને ઘડી બે ઘડીમાં આ ખીલેલા કમળ જેવા પુષ્પને પીંખી નાખ્યું. કમળા મનમાં અનેક તીરસ્કાર દર્શાવતી ત્યાંથી ઉઠી પોતાના ખંડમાં ગઇ. હિંમત તેને જોતાંજ

સમજી ગયો કે યોવન બગીચો લુંટાયો જણાય છે. પણ જેમ ચીમળાએલા છોડને ખીલેલું પુષ્પ શોભે નહિ ને પુષ્પને પુરતો ખોરાક મળે નહિ તેમ બન્યું હશે. તેથી કમળાની મશ્કરી કરવા હિંમતે કહ્યું કેમ શેઠાણીજી શેઠજી સાથે બહુ વાતો કરી ઘણે દહાડે મળ્યા હતાં કે શું ? હવે તો દંપતી જીવન સુખી થશે કેમ, નહિ વાઈ ? હિંમતને પોતાની મશ્કરી કરતો જાણી કમળાને ખાત્રી થઇ કે જરૂર હિંમત મારા પ્રેમમાં ફસાસે. તેથી તેને હિંમત આવી. તેથી હિંમતને નયન ચાળો કરતાં કહ્યું વ્હાલા તારા પ્રેમમાં દીવાની બનેલી આ દીવાનીને તારા ચુંબનનું પાન આપી ડાહી બનાવ એમ કહી તેની નજીક જઇ બેઠી. એકાન્ત બુરી છે કહ્યું છે કેઃ—

એકાન્ત બુરી ચીજ છે, જ્યાં ભલભલા ભરમાય છે;
પીતા અને પુત્રી જહાં, રંગરાગ રમવા લલચાય છે.
મોટા ગણાતા માનવી, એકાન્તમાં ફસાય છે;
એકાન્તમાં માતા ભગીની ને સુતા હણાય છે.

આ લીટીઓનું ભાન હિમતને થયું પણ સૌંદર્યના દિવાનાને તેનું ભાન ન રહયું ને ઘણા દહાડાનું બળતું બુલબુલ આજે શીતળના પામ્યું થઇ ચુકયું. હવે હિમત અને કમળા પ્રેમગાંઠથી બંધાયાં હવે તે બુઢો તો આંખના પાટા જેવો જણાવા લાગ્યો. કમળા આજથી બુઢાને બાપ જેવો માનવા લાગી ઘણી વખત બુઢો બુમ મારે પણ આ નવયુગલ સાંભળવા છતાં આંખ આડા કાન કરતાં કોઇ વખત હિંમત ત્યાં શેઠની

પાસે જનો ત્યારે શેઠ પુછતા કે ભાઇ તું હમણાંનો આખો દહાડો કંઇ જણાતો નથી? હિંમતે કહ્યું કાકા હવે હિંમત પણ જાગીરદારની કૃપા મેળવવા માટેજ કાકા કહેતો હતો શું કરૂં કાકા આખો દહાડો શેઠાણી કામ બતાવે તે કરવું જોઇએ. એટલે આપની તહેનાતમાં આવી શકાતું નથી. આમ હિંમતનું ભાષણ સાંભળી શેઠ આનંદમાં આવી કહેવા લાગ્યા હશે ભાઇ! તેનું મન આપણે સાચવવાનું છે તેમ કરતાં જો તે ખુશ રહે તો ઘડપણમાં મારા જીવને શાન્તી રહે. જા ભાઇ તેમને કંઇ કામ હશે, એટલે હિંમત કમળાના ખંડમાં આવ્યો, ને શેઠે કહેલી સઘળી હકીકત કમળાને જણાવી. કમળાએ હવે હિંમતને લઇ નાસી જવું એવો વિચાર કર્યો. તેથી તેણે હિંમતને કહ્યું કેમ! વ્હાલા! હવે આપણે અહીંથી પસાર થઇએ તો કેવું સારૂં કારણકે અહીં રહી આપણો પ્રેમ સચવાશે નહીં માટે જે કંઇ હાથમાં આવે તે લઇ પસાર થવું એવો મારો વિચાર છે. હિંમતે પણ તેમ કરવા કબુલ કર્યું. હવે કમળાએ શેઠ પાસે જવા માંડ્યું, ને તેને સૌંદર્યના ભૂલભૂલામણીમાં ભુલા પાડવા લાગી ને ધીમે ધીમે શેઠની તીજોરી પર નજર દોડાવી. એક દિવસ શેઠને કમળાએ કહ્યું, વ્હાલા! મારે થોડાક પૈસાની જરૂર છે તો મને નહિ આપો. શેઠને કોઇ દિવસ નહિ ને આજે વ્હાલા! કહ્યા તેથી તેમ મનમાં થયું કે પહેલાં કરતાં તેનામાં મારા માટે પ્રેમ જાગૃત વધારે થયો જણાય છે. કહે દરમના દરખાતા ખીસ્સા નીચે હાથ ઘાલી ચાવીનું ઝુમખું કમળાને આપ્યું.

કમળા ચાવી લઇ તીજોરીમાં રૂપીઆ લેવા ગઇ. પણ ઘરડીયા માણસોના જીવ તરતજ પાછળ હિંમતને જોવા મોકલ્યો. હિંમત ત્યાં ગયો. ભોળો બીચારો વૃદ્ધ જાણતો ન હતો કે હિંમત પણ હવે થોડાજ સમયમાં હિંમતબાજ બની જશે આ બન્નેએ મળી તીજોરી ઉઘાડી કમળાએ લેવાય તેટલું જવાહીર દાગીના ને રોકડ રકમ લઇ લીધું બાકીનું હિંમતે પણ લઇ લીધું. "ચોરનો ભાઇ ઘંટી ચોર" ની માફક શેઠની તીજોરી સફાચટ કરી મૂકી, પછી કમળા ઝુંમખું પાછું આપવા ગઇ ઝુંમખું વૃદ્ધના હાથમાં આપી તેનો હાથ લઇ કમળાએ પોતાની છાતી સાથે દાબ્યો પછી કહેવું શું શેઠ તો ઘાયલ થયા. ને સમજ્યા હવે કમળા મમરા ખાતી થઇ કારણકે તેણે મારી તીજોરી જોઇ હશે ને તેથી તે મારા પર લોભાઇ લાગે છે. હવે કમળા ઉઠી ગઇ ને સર્વ માલ લઇ હિંમત સાથે નાસી છુટવા વિચાર કર્યો. હિંમતે તેને કહ્યું કે એટલું કરવા કરતાં આ બુઢ્ઢાને પતાવી નાખીએ તો આપણે આટલી મુશીબત ઉઠાવવી મટી જાય પણ તેમ ન કરવા કમળાએ સમજાવ્યું કારણકે તેમ કરવાથી મને રંડાપો આવે ને આપણા પ્રેમમાં વિઘ્ન આવે ને તેમના મરણ પછી તેમનાં સગાંવહાલાં આપણને જંપી બેસવા દે નહિ. માટે હું યુક્તિથી સઘળું મારા નામપર લખાવી લઇશ. હવે કમળાની યુક્તિ હિંમતને ઠીક લાગી. ને કમળા બુઢ્ઢા પતિને હવે ગણા બહારથી ચ[illegible]વ [illegible]ાગી ઘ[illegible] રાત્રે પણ વૃદ્ધ પતિના [illegible]ને પણ લોભાવતા. આથી આ વૃદ્ધના તરફ આત્માને આપતો

આનંદ મળતો. ધીમે ધીમે કમળાએ વૃદ્ધ પાસેથી તેની સઘળી મીલ્કત પોતાના નામપર લખાવી લેવા યુક્તિ રચી ને તેમાં તે સફળતા પામી. બુઢ્ઢે પ્રેમમાં અંધ બની પોતાની તમામ સ્થાવર જંગમ મીલ્કતની વારસદાર પોતાની પરણેત સ્ત્રી કમળાજ છે એમ લખી આપ્યું ને સાક્ષીમાં હિંમતની સહી કરાવી. થઇ રહ્યું. ઘડી પહેલાંનો કહેવાતો અબજોપતિ આજથી ગજગ્રાહપતિને આધીન થયો. કમળાએ કહ્યું, વ્હાલા! મને જાત્રા જવા માટે એક માસ રજા આપશો. કારણ કે આ પ સોતમ મહિનામાં પવિત્ર સ્થળોએ સ્નાન કરી આવું. આ સાંભળી શેઠે ખુશી થતાં જણાવ્યું. વ્હાલી? આપ એકલાં ન જશો સાથે આપણો વિશ્વાસુ મુનીમ લઇ જજો આવતા સુધી ઘર સંભાળશો, આવા મીઠા શબ્દોથી વૃધ્ધ ભોળવાયો. તેને વધુ ભોળવવા માટે કમળાએ રતુદાન આપ્યું. વૃધ્ધે તે ચાખ્યું. અપુર્વ પ્રેમરસનો સ્વાદ ચાખતાં બુઢ્ઢો આધીન થઇ ગયો. તેને જવા રજા આપી. કમળા મુંબઇમા આવી મકાન ભાડે રાખી રહેવા લાગી. હવે તો કમળા મુનીમને પોતાનો સ્વામી માની રહેવા લાગી. તો વાંચક તેમને પ્રેમસાગરમાં ડુબકાં મારતાં રહેવા દઇ આપણે આગળ ઘણા વખતથી રહી ગયેલા રમણલાલ તથા કુમારી અને દાક્તરની ખબર લઇએ.



# પ્રકરણ ૧૨ મું

## મવાલીઓના પંજામાં

મવાલી મુંબઇ શહેરના, અવનવાં કૃત્યો કરે;
કંઇનાં કરે ખુનો અને, કંઇનાં એ ખીસ્સાં કાતરે.

કમળા અને હિંમતને આગ્રે આજે મુબઇમાં લગભગ કેટલોક સમય વીતી ગયો. તેઓના ઘેરથી નીકળ્યા પછી એક દિવસ જાગીરદાર પોતાની તીજોરી કામ પ્રસંગે ઉઘાડવા ગયા. પૈસા લેવા હાથ નાખતાં તેમના હાથમાં એક કાગળનો ટુકડો આવ્યો. જાગીરદારે તે ખોલ્યો અને વાંચવા માંડયો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

### ભેદી કાગળ

આ કાગળને ઉકેલતા જ તમારૂં તગદીર ઉકલી જશે. જ્યારથી આ કાગળ મળે ત્યારથી જ તમો જાણજો કે તમો જીવતા છતાં મુઆ બરાબર છો. કારણ કે તમારા તમામ દાગીના અને રોકડ આજરોજ ચોરાયા છે તે ચોરાવાનું કારણ તમોજ છો. ને તેમાં તમારી સલાહ છે- માટે કંઇ પણ શોક ન કરતાં **તેરી બી ચુપ ને મેરી બી ચુપ** કરી બેસી રહેશો. ને ધાંધલ કરશો તો નાહક ફજેત થશો એજ.

તા. તમારી, તીજા તીજોરી, સને. ૧૯૨૯.

લી० તમારી ભુલ.

કાગળ વાંચતાંજ બુઠ્ઠો ગભરાયો તેના હાથ પગ ધ્રુજવા લાગ્યા ને તેના મુખમાંથી બોલાયું

ગઇ લક્ષ્મી, ગઇ વ્હાલી, દશા બુરી બુઢાપાની;
છતાં ચાહ્યુ ગ્રહી કાડી, બુરી હાલત અંધાપાની.
હવે મરતાં નથી મારૂં, સહુ કો જગતમાં થતું;
હવે ખોઇશ હું પ્રાણે, પછાડી પત્થરે માથું

આમ શોક કરતો તે પોતાના ખાટલા તરફ વળ્યો હવે વાંચક એટલું તો ધ્યાનમાં રાખજે કે લક્ષ્મી જતાં જાગીરદાર આંધળો બન્યો. ને હવે તેને કંઇ સમજાતું નહિ આખો મહેલ તેને શમશાન સમ જણાવા લાગ્યો.

બળ્યા આ મહેલ ને માળા, સળગતા દેખતો લાળા;
કરી અપકીર્તિ મેં જગમાં, પરણી વર્ષ બારની બાળા.
હતી મનમાં ઘણી ઉમેદ, વસાવા ગાડીઓ વાડી;
જતાં સઘળું હવે મારી ખેંચાયે નેત્ર ને નાડી.

આમ બોલતો પ્રભુને વિનવવા લાગ્યો હે વિભુ આ આંધળાને બચાવી લેજે.

બચાવી લે પ્રભુ મુજને, દયા લાવી દુઃખી પર તું;
કરો ગુન્હા ઘણી માફી, વીનવનો હાથ જોડી હું
દયાળુ છો દયાનીધી, દયા આ દીન પર કરજે;
દગો દેનાર પ્રપંચીઓ, પુરાં પાપો થતાં મરજે

આમ બોલી તે ખાટલામાં પડયો એટલામાં કોઇ એક

અજાણ્યું માણસ તે ડોસાના ખાટલા નજીક આવી બેઠો. ને બોલ્યો. કેમ કાકા ખુશી તો ખરા ને ? કેમ ઘરમાં કોઇ જણાતું નથી આથી ડોસો બોલ્યો કોણ ભાઇ હિંમત તું કયાથી આવ્યો આ સાંભળી આવેલો માણસ બોલ્યો કાકા એ તો હું અમીર. અમીરનું નામ સાંભળી ડોસો બોલ્યો "શું ગરીબને ત્યાં અમીર" આવ્યો. કહો ભાઇ તમારૂં શું બાળી છે કે તમો અમીર થઇ આવ્યા. જો તમારૂં કંઇ હોય તો તે પણ પુરૂ કરો. અમીર આ શબ્દોથી એટલું સમજી ગયો કે ડોસાને કોઇએ ઠગ્યો જણાય છે. તેથી તેણે વાત જાણવા કહ્યું શું કાકા આપનું કંઇ ગયું છે કે આપ આમ બોલો છો. ડોસાએ કહ્યું ભાઇ મારૂં તો સર્વસ્વ ગયું તો હવે બાકી શું રહ્યું.

દામ ગયા કામ ગયા, નામ ભી સારો તો ગયા,
જોબન ગયા નેત્ર ગયા, શીર બાકી કયા રહા.

અમીરે કહ્યું તો કાકા હવે શું રહ્યું.

ખાટ રહી માટ રહી, મહેલ રહા કયું કા રહા
ઉલ્લુકા પઠ્ઠા જા રહા ઓર તું રહા ઓર મેં રહા.

અમીરને લાગ્યું કે ડોસો નીરાશ્રીત બન્યો છે. તે જો આપણે તેને કંઇ આશાની વાત કરીએ તો આપણને કંઇ મળે તેવા હેતુથી શેઠને મીઠું લગાડવા બોલ્યો શેઃકાકા વાત સીધી કરો તો આપણે તેનો રસ્તો કરીએ ને જો તમારૂં કંઇ ગયું હોય તો પોલીસને ખબર આપીએ. શેઠે કહ્યું ભાઇ મારી સર્વ મીલકત તથા દાગીના લઇ પેલો હિમતો પસાર થયો. આ

સાંભળી અમીર આભો બન્યો ને બોલ્યો શું કાકા હિંમતો મારો બેટો બેવફા નીકળ્યો ? મને ખબર જ હતી કે આ શેઠને દગો દેશે શેઠે વચમાં કહ્યું ભાઇ ? તારે તું જાણતો હતો તો મને શામાટે ના કહ્યું ને રાંડ્યા પછી ડહાપણ લઇ આવ્યો. જા તારે તું પોલીસમાં પકડવારંટ કઢાવી તે બંનેને પકડાવ. વચમાં અમીર બોલ્યો કાકા બીજું કોણ છે ? કાકાએ કહ્યું ભાઇ ! બીજી તારી પેલી નાનકડી કાકીને પણ મારો દીકરો ઉઠાવી ગયો. અમીરે પોલીસમાં ફરીયાદ નંધાવી વારંટ કઢાવ્યું ને તેમની તપાસ ચલાવી. તો વાંચક ચાલો આપણે આગળ પેલાં પ્રેમી યુગલો શું કરે છે તે જોઇએ.

કમળા અને હિંમત રોજ રંગરાગમાં મફતની મળેલી લક્ષ્મીને ગમે તેવી રીતે વાપરવા લાગ્યાં. કહેવત છે કે:—

હરામનું આવે ખાય હરામી;
આખર હાથ ઘસે તે હરામી.
ઇજ્જત ખોઇ બને હરામી,
સંગે ન ચઢશો એવા લુણહરામી.

તેવી રીતે જાગીરદારનો પૈસો હરામ રસ્તે જવા લાગ્યો. હિંમતે હવે એક નવી હિંમત બાડાવી. કે રોજ મદીરામાં મસ્ત બનતો. કમળ. ઘણી વખત કહેતી તો ઉલટો જાગીરદારને સઘળી વાત કહી દેવાની ધમકી આપી દાબી દેતો. એમ દિવસેદિન હિમત હવે કુછંદોમાં આગળ વધવા લાગ્યો તે એટલે સુધી કે રોજ રંડીઓના મકાનોની પણ વીઝીટ લેવા ચુકતો નહિ. પાસે

વાતમાં તો હેઠ કાશી કુલટાના મકાન સુધી આવતો જતો થયો. કુલટા કાશીનાં ધન્યભાગ્ય કે જુના થતા ખટારા કરતાં નવીન આવનાર પેસેન્જર પાસેથી પુષ્કળ ધન મળતું ને તેના પર પ્રેમ રૂપી કાતર અચ્છી ચાલતી હતી. ચાલુ જમાનામાં બને છે પણ તેમ.

> વેસ્યા વાઘ દારૂડીયો, સુથાર અને લવાર;
> એ પાંચેની સંગતે, ચઢે તે નર ગમાર.
> વેસ્યા આંખ ફરતી રહે, ખીસ્સા ભારે જોઇ;
> લખપતી ભલે આવી ચઢે, જાય હોય તે ખોઇ.

તેવી રીતે હવે હીંમતલાલ કાશીને ઘણું ખરૂં આપતો કમળાએ એક વખત પોતાની પેટી ઉઘાડી તો તેને પેટી ઉઘાડતાં જણાયું કે પેટીમાંના દાગીના પેટીમાંથી ધુમ થયા છે માત્ર ચાલચલાઉ આઠ દશ દાગીના જણાયા. આથી તેણે વિચાર્યું હિંમતની પેટીમાં હશે એટલામાં દારૂની ઘેનમાં લથડીયા ખાતો હિંમત મકાનમાં આવ્યો તેને કમળાએ પૂછયું વ્હાલા? આપની પેટીમાં જુઓ તો ખરા તેમાં મારા દાગીના છે? હીમત જાણી ગયો કે ચોરી પકડાઇ ગઇ.

> છાનું ના રહે કર્મ કાળું જગત તણો એ કાયદો;
> થાયે પ્રગટ પળ એકમાં કુદરત કરે ના વાયદો.
> છાનાં કર્યાં જે પાપ તે જાહેર જગમાં થાય છે;
> **ઘુવડ પક્ષી સ્નેહી સમે, ઇજ્જત કીર્તિ જાય છે.**

છતાં પોતે શાહુકાર છે એમ બતાવવા કહ્યું કમળા મારી પેટીમાં કંઇ નથી આ તમોએ આપેલો છેડો તથા ચાર હીરાની બંગડીઓ મારી પેટીમાં છે તે જો તમને વિશ્વાસ ન આવતો હોય તો લ્યો કહી આપવા માંડી. નહી વ્હાલા મને એમ થયું કે હું બધી ચીજો લાવી છું પણ તેમાંની કેટલીક ત્યાં રહી ગઇ છે. એમ કહી તેણે પ્રેમ આલીંગન આપ્યું. પણ કમળાના વિચાર ચોરાયેલા દાગીના માટે ચાલતા હતા. હિંમત બહાર ગયો તેના ગયા પછી કમળા ચોપાટી પર ગાડી ભડે કરી ફરવા માટે ગઇ ત્યાં તેની નજરે બે મનુષ્યો પડ્યાં તેમાંના એકને જોઇ કમળાથી બોલાઇ જવાયું એ તો એ જ મારા દાગીનાની ચોરી કરાવનાર જોઓ શું કરે છે તે જોવા એક બાજુ છુપાઇ ગઇ પેલાં બે મનુષ્યો પ્રીય વાચક બીજાં કોઇ નહિ પણ કુલટા કાશી ને હિંમત જ હતાં. તેઓ ગાડીમાંથી નીચે ઉતરી એક બાંકડા પર બેઠાં તેમની પાછળ આવેલા ઝાડને ઓથે કમળા સંતાઇ ઉભી રહી. હવે કુલટા તથા હિંમતની પ્રેમબાજી પથરાઇ ને સ્નેહ સોગટાંથી રમવા માંડ્યું આ સર્વ જોઇ કમળાને કંઇનું કંઇ થઇ આવ્યું. આમ મનમા બળતી તે પોતાના મકાન તરફ જવા નીકળી તો સામેથી ચાર પાંચ માણસોનું ટોળું આવતું જણાયું કમળા તેમને પોતાના તરફ આવતા જોઇ ગભરાઇ તે જાણતી હતી કે આવા મવાલીયો ઘણી એકલદોકલ સ્ત્રીઓનું હરણ કરી જતા તે પોતાની દુષ્ટ વાંચ્છનાઓ પુરી કરી તેને વેચી દઇ પૈસા ઉપજાવતા. આમ તે વિચાર કરતી હતી ત્યાં તે

પકડ્યો તેની નજીક આવી બોલ્યા ચાલ્યા સિવાય કમળાને ઉપાડી ચાલતા થયા. કમળા મવાલીઓના પંજામાં સપડાઇ ગઇ તેને લાવી એક મકાનમાં પુરી રાખી. પછી તેની ઝડતી લીધી તો તેની પાસેથી કુંચીઓનું ઝુમખું નીકળ્યું અને કેટલાક પહેરેલા દાગીના મળ્યા. પછી તેને તેનું મકાન કયાં આવ્યું તે પૂછયું કમળાએ પોતાનું મકાન બતાવ્યું આ તરફ હિંમત ચોપાટી પરથી ઘેર આવ્યો ઘેર તાળું જોઇ પાછો ફર્યો સંધ્યાકાળ થવા આવી પણ હજુ કમળા આવી નહિ તેથી તે તપાસ કરવા નીકળ્યો પણ કંઇ પત્તો લાગ્યો નહિ તેથી તે થાકી કુલટા કાશીના મકાન પર આવ્યો ને ત્યાંજ રાત્રી વિતાવવા વિચાર કર્યો. મવાલીઓ કમળાના મકાન પર આવ્યા ને મકાન ઉઘાડી જે હાથમાં આવ્યું તે લઇ ચાલતા થયા. બીજે દિવસે હિંમતે ઘર આગળ તપાસ કરી તો મકાને તાળું જોઇ ચાલ્યો ગયો તેના મનમાં થયું કે દાગીનાનો વેમ મારા પર આવવાથી તે ચાલી ગઇ હશે. ચાલો ગઇ તો ગઇ એમ વિચાર કરી તે કાશીના મકાન પર રહેવા લાગ્યો થોડા દિવસમાં પોતાની પાસેનો પૈસો કુલટાએ લઇ લીધો ને સાવ મવાલી બન્યો એટલે કાશીએ કહ્યું:–

શેઠજી શાણા થઇ, ના આવશો મુજ ધામ પર;
ખીસ્સા થયા ખાલી હવે, લ્યાનત છે તમ નામ પર.
રંગરાગ રમવા હોય તો, ખીસ્સા ભરી તમ આવજો;
પ્યારી કહેવી હોય તો કલદાર સાથે લાવજો.

જાવ હિંમત હવેથી ફરી અહીં આવવા હિંમત ભરતા

પહેલાં તમારા ખીસ્સા તરફ નજર કરજો. કારણકે હમારે તો "જો હોય ખીસ્સા તર તો આવો અમારે ઘર" તો હવે જ્યારે દામ મળે ત્યારે આવજો હિંમતે આ સાંભળી કહ્યું ત્યારે શું મારા પ્રથમના ઉપકારો ભૂલી જઇશ. તું મને આમ તરછોડી કાઢીશ. કાશીએ કહ્યું જવ નાહક માથું ન ઝીકાવો એકજ શબ્દમાં કહ્યું કે જો હોય દામ તો હોગા તુમારા કામ માટે જાવ હમણાં રમણલાલ શેઠ આવશે તો ધકકા મારી બહાર કાઢવા પડશે આથી હિંમતે બોલ્યા ચાલ્યા સિવાય પસ્તાવો કરતાં ચાલવા માંડયું. આ વખતે પોતાની પાસે એક વીંટી હતી તેણે બજારમાંવેચી દીધી તો ચારસો રૂપીઆ મળ્યા. હાથમાં પૈસા આવતાંજ હિંમતનામાં નવી હિમત આવી ને તે તરતજ મદીરા મંદીરમાં ગયો ત્યાં પીવાય તેટલો પીધો ને પછી લટુંબની તે અથડીયાં ખાતો કાશીના મકાન તરફ જવા લાગ્યો રસ્તામાં તેને વિશેષ જુસ્સો ચઢી જવાથી તે ફૂટપાથ નજીક સુઇ ગયો. એટલામાં એક મોટર આવીને ડ્રાયવરની શરત ચુક તથા હિમતની આયુષ્ય દોરી તુટેલી હોવાથી મોટર તળે આવી ગયો એકસીડન્ટ થવાથી ફોજદાર ત્યાં આવ્યા તેને જોતાંજ ફોજદાર બોલી ઉઠયા એનો એજ પેલો હિમત વાચક તને યાદ હશે કે અમારે વારન્ટ કાઢયું હતું.

આ તરફ મવાલીઓએ કમાળાને વેચી તેના પૈસા કરવા વિચાર કર્યો. તેથી તેઓ ફરતા ફરતા કુલટા કાશીના મકાન પર આવ્યા. આ વખતે દાકતર કાશીના મકાન પર બેઠેલા હતા. નવીન માણસ આવેલા જાણી કાશી બાજુના ખંડમાં ગઇ

ને તેમની સાથે વાત કરવા લાગી. મવાલીયોમાંના એકે કહ્યું બાઇ હમારા હાથમાં એક નીરાધાર રખડતી અબળા આવી છે તેને કોઇ આધાર નથી તો આપને ત્યાં આપ સારાં ઉત્તમ માણસ જાણી નોકર તરીકે રાખશો એવી આશા ધારી મુકવા માટે આવ્યા છીએ. કાશી તો શોધતી હતી ને તેમાં જો તે રૂપવાન હશે તો પોતાને આવક વધશે એમ માની રાખવા કબુલ થઇ. એટલે તેમણે કમળાને દેખાડી. કમળા આ કાશીનો દમામ જોઇ સમજી ગઇ કે કોઇ શેઠાણી હશે જો તેને ત્યાં મન વેચશે તો સુખી થઇશ આમ વિચાર કરતી હતી ત્યાં કાશીએ કહ્યું કેમ ભલી બાઇ તારી અહીં રહેવા ઇચ્છા છે કમળાએ તરતજ હા કહ્યું એટલે કાશીએ પેલા માણસોને કહ્યું કહો ભાઇ તમારો શો વિચાર છે. તો મવાલીઓએ બે હજાર લેવા જણાવ્યું આ સાંભળી કમળાના મનમાં થયું કે હાય ! બે હજારમાં મારૂં વેચાણ થયું. કાશીએ હા ના કરતાં પંદરસો રૂપીઆમાં તેને વેચાણ લીધી ને પેલા પાસેથી લખાવી લીધું. મવાલીઓ કમળાને મુકી ચાલ્યા ગયા. થોડા સમય પછી દાકતર ઉઠી ચાલ્યા ગયા. એટલે કાશી તેની પાસે આવી ને હાસ્ય કરતી બોલી છોકરી તારૂં નામ શું. એટલે કમળાએ કહ્યું બાઇસાહેબ મારૂં નામ કમળા છે. હું નીરાધાર છું આ શબ્દ બોલતાં કમળાની આંખમાં આંસુ આવ્યાં કારણ કે જે એક વખત કાશી જેવી દશ રાંડો તો ગુલામડી રાખી શકવાને શક્તિમાન હતી ને આજ એક લુંડી બની રહી છે. પ્રભુની કળા ન્યારી છે.

માનવી મનથી આદરે કીરતાર ત્યાં ન્યારૂં કરે,
છે જગતનો એ કાયદો, જેવું કરે તેવું ભરે.
હોય ભલે એ ભુપતી, પણ બોલે તેવું સાંભળે.
વાવે બાવળ બારણે, આમ્ર કયાંથી મેળવે.

એ પ્રમાણે કમળાએ ખાડો ખોદયો તો તે પોતે જ તેમાં પડી તેમાં બીજો શું કરે. તેના પાપના છાંટા બીચારા હિંમતને પણ નડયા. કાશીએ તેને ઘરેણાં તથા વસ્ત્રો આપ્યાં ને એક દીવાનખાનું બતાવ્યું તેમાં તેલ અત્તર પાવડર તથા સૌન્દર્યમાં વધારો કરનારાં અનેક સાધનો હતાં. કમળા આ સર્વ જોઇ પોતાના ભાગ્યને ધન્ય માનવા લાગી. એટલામાં કાશી આવી ને કમળાને જણાવ્યું કમળા હવે તારે તારા સૌન્દર્યમાં જેમ વધારો થાય તેમ કરજે. કારણ કે આપણે પારકે પૈસે પરમાન્દ કરવાનો છે. આ સાંભળી કમળાએ કહ્યું કાશીબા તમે શું કહેવા માગો છો તે હું સમજી શકતી નથી. એટલે કાશીએ કહ્યું ગાંડી રે ગાંડી ન સમજી શકી. હવે આપણે રોજ અવનવા પુરૂષોને પ્રેમ પીંજરમાં પુરી તેમની વાસના તૃપ્ત કરી પૈસા મેળવવાના છે. કમળાએ કહ્યું શું આ કસુબણનું મકાન છે કાશીએ કહ્યું ત્યારે શું આ હસબણનું ધામ છે. કમળાની સઘળી આશાઓ નિષ્ફળ થઇ ને હવે શું થાય છે તે જોવાનું થયું. એટલામાં રમણલાલ શેઠ આવ્યા અને કાશીના ખંડમાં જતા હતા. ત્યાં જે ખંડમાં કમળા હતી તે ખંડ તરફ તો કોઇ ખુબસુરત કન્યા તેના જોવામાં આવી તે બાળાનું રૂપ જોઇ રમણલાલનું મન લલચાયું

ને તે કાશીના ખંડમાં આવી બેઠા. કાશીએ રમણલાલને કહ્યું. શેઠ આજે એક નવું બુલબુલ ખરીદયું. રમણલાલ સમજી ગયો કે તે જ બાળા કે જે મારા જોવામાં આવી હતી. રમણલાલે કહ્યું શું કોઇ નવીન દાસી આવી કાશીએ હસતાં કહ્યું માત્ર તમારા એકલા માટે જ તે બાળા ખરીદવામાં આવી છે. આમ કહી કમળાને હાંક મારી. કમળા શરમાતી શરમાતી ત્યાં આવી ઉભી રહી એટલે કાશીએ રમણલાલની ખુરશી પાસે બેસવા કહ્યું કમળા બેસતાં બેસતાં ધ્રુજી ઉઠી આથી રમણલાલે કહ્યું તમો શા માટે ગભરાઓ છો તમો કોઇ જાતની ચીંતા કરશો નહિ એટલે કાશીએ પોતાની જાળ બીછાવવા માંડી. કમળા આમ શેઠની સાથે શરમાઇ કયાં સુધી નીભાવશો ? કારણ કે આવા લક્ષાધિપતિ સાથે તારો પ્રેમ જોડાશે તો સુખી થઇશ. કમળાના મનમાં આ સાંભળી તર્ક વિતર્ક થવા લાગ્યા કે શું લક્ષાધિપતિ તે આમ વેશ્યાગામી હે વિભુ! તું તવંગરોને લક્ષ્મી આટલા માટે જ આપે છે કે તેઓ તેનો ઉપયોગ આવી રીતે કરે છે.

તવંગરો તણી લક્ષ્મી, લુંટાયે કસબણે ધામે;
થતા હાલે એ બેહાલે, ગુમાવે બાપનું નામે.
છીનાછીન લક્ષ્મીની થાતી, મદીરા મંદીરે જાતાં;
ફસી વેશ્યા તણે ધામે, ખરેખર ખાસડાં ખાતા.

હવે રમણલાલ તથા કમળાને એકલાં મુકી કાશી ચાલી ગઇ એટલે રમણલાલ કમળાને ગળે હાથ નાખી બંને બાહુમાં દાબી. કમળાને મને કે કમને રમણલાલને તાબે થવું પડયું. માન સરોવરમાં મહાલતો હંસલો મોતીનો ચારો ચરી ચુકયો.

હવે આજથી કમળાની ખાનગી આવક શરૂ થઇ રમણલાલે સોની નોટ આપી. કમળા લક્ષ્મી જોઇ લલચાઇ કાશીને પણ હવે આવક વધવા લાગી. એક દિવસ રમણલાલ કાશીના મકાનમાં હતા ત્યાં કાન્તા આવી ચઢી રમણલાલ કુમારીને જોઇ વિચારમાં પડયો પણ કાન્તા કમળાને જોઇ ઓળખી ગઇ પણ ઠીક થયું એમ ધારી તે કંઇ બોલી નહિ હવે આપણને અહીંની પુરતી ખબર મળશે. આમ ઘડીક વાર બેસી તે ચાલી ગઇ રમણલાલ પણ ચાલી ગયા એટલામાં દાકતર આવ્યા ને દાકતરને પણ કમળાને સોંપી કાશી ખસી ગઇ. વાંચક તને યાદ હશે કે કમળા તે દાકતરની સગી બહેન હતી કમળાને દાકતર ઓળખી શકયા નહિ કારણ કે કમળામાં ઘણો ફેરફાર થયો હતો. કમળાને શંકા આવી પણ શું કરવું કારણ કે જો પોતાની પાપ વાત દાકતર જાણશે તો મોતજ થયું સમજવું. દાકતર સાથે પણ પ્રેમ ભોગ ભોગવ્યો. હાય! થઇ ચુકયું બેન બાયડી બની. દાકતર તેના વિલાસથી આનંદ પામતા પચાસની નોટ આપી વીદાય થયા પણ કમળાના મનમાં થયું કે જયાં સુધી તેમની જાણમાં આવ્યું નથી ત્યાં સુધી મારે મારો માર્ગ કરવો પડશે. વખત આવે અહીંથી ચાલી નીકળી જવું

આપણે ઘણો વખત થયાં રમણલાલ અને કાન્તાના પ્રેમનું શું થયું તે તપાસીયે. રમણલાલ કાન્તાના મકાન પર આવ્યા. એટલે કાન્તાએ કહ્યું રમણલાલ તમો દાકતરને કાશીના પ્રેમમાં ફસાયેલા જણાવતા હતા તે વાત સત્ય નીવડી પણ તમો એક નવીન વાત જાણો છો હું આજે એક નવીન સમાચાર જણાવવા આશા ધારૂં છું રમણલાલે ઉત્સુકતાથી પુછયું કાન્તા તે વાત

કેઇ છે કાન્તાએ કહ્યું કે કસબણને ત્યાં જે નવીન દાસી આવી છે તે કોણ છે તેને તમે ઓળખો છો તે બીજુ કોઇ નહિ પણ દાકતરની સગી બહેન કમળા છે. ઠીક! ત્યારે તો કોઇ દિવસ દાકતર બહેનને બાયડી કરશે ખરા? આમ મશ્કરીમાં જણાવ્યુ. કાન્તા પણ હવે તેમનું શું થાય છે તે જોવા માટે તલપાપડ બની એક દિવસ દાકતર આવ્યા એટલે કાશીએ કમળાને સોંપી ચાલવા માંડયું. તે બીજા ખંડમાં બેઠી ત્યાં કાન્તા આવી બેઠી બંને વાર્તાલાપ કરવા લાગ્યાં ત્યાં થોડા સમયમાં રમણલાલ શેઠ આવ્યા. એવી ખબર મળી કે તરતજ કાશી તે ખંડમાં બેસી રહી ને કાન્તા ત્રીજા ખંડમાં ગઇ ત્યાં બંને વાર્તાલાપ કરતાં બેઠાં પણ કાશીએ રમણલાલને કંઇ વાત કરી નહિ વાંચક હવે આપણે કમળા તથા દાકતર તરફ વળીએઃ—

પોતાના ભાઇને પોતાના ખંડમાં આવેલા જોઇ કમળા શરમાઇ પોતાનું મુખ છુપાવી બેઠી દાકતર આવી પલંગ પર બેઠા આમ તેને મોઢુ છુપાવેલી બેઠેલી જોઇ દાકતરના મનમાં થયું કે ખરેખર તેનો મારા ઉપર પ્રેમ છે તે પ્રેમમાં આ આમ બેઠી છે તેથી તેમણે કહ્યું વ્હાલી! કોઇ દિવસ નહિ ને આજે આમ ઘુંઘટો તાણવાની જરૂર પડી. કમળાએ હવે નાટક પુરૂ ભજવવા વિચાર કર્યો તેથી તે બોલી વ્હાલા હવે મને તમારા વિના ઘડી પણ ચેન પડતું નથી તમો જાણો છો કે હું અહીં કેટલી દુઃખી થાઉં છું આપ જેવા શ્રીમંત શેઠીયાઓના દીલને ખુશ કરીએ ને જ્યારે અમારૂં દુઃખ ટાળી ન શકે ત્યાર પછી

તમારી ઓથ શા કામની. દાકતર પણ તેના પર આફ્રિન હતા તેથી દાકતર પણ સમજી ગયા ને તેને મનાવવા કહ્યું હવે ત્યારે તમારે શું જોઇએ—

શરમ તજી વ્હાલી હવે, દીદાર દર્શન આપશો;
બળતા હૃદયનાં આંસુને કોમળ હસ્તે લુછશો.
તન મન અને આ ધન સહુ, તમ માટ એ કુરબાન છે:
બસ આજથી મારાં તમે, તમ માટ જીવન બરબાદ છે.

કમળાએ હવે ચાલાકી ચલાવી. વ્હાલા! એ તો લુખાં લાડ કારણ કે પુરૂષ માત્ર સ્વાર્થનાજ હોય છે. ગરજ હોય ત્યાં સુધી બધુંય કબુલ કરે. જ્યાં ગરજ મટી કે વૈદ્ય વેરી થાય છે. આપના પર મને વિશ્વાસ બેસવાનું સાધન શું? એમ કહી નાજુક આંગળીથી ગાલ પર ટપલી મારી.

વેસ્યા તણું આ ધામ છે, વ્હાલા તમે સમજો જરી;
સાચા હૃદયના પ્રેમ માટે, લાખાં જણ જાયે મરી.
પરનારીના એ પ્રેમને, નીભાવવો મુસ્કેલ છે;
લક્ષ્મી છુપાવી રાખવી ને પ્રેમ કરવો ના સ્હેલ છે.

દાકતર તરતજ સમજી ગયા કે આ પૈસાજ માગે છે એટલે તેમણે પાંચસો રૂપીઆની બે નોટો આપી. કમળાએ હાથ લાંબો કરી લઇ લીધી. ને બોલી ઓહો? અમારા પ્રેમની આટલીજ કીંમત કરી.

માલીક કદરદાન થઈ, કીંમત કરી શું આટલી;
વપરાયે દીવસ ત્રણમાં, કીધા શરૂ જ્યાં બાટલી.
આ મેલ્ર છે તમ અંગનો, ઉતારી અમને આપશો,
લલચાવી લલના રાંકડી, શું પ્રેમ તમ તે પામશો.

વ્હાલા ! આતો તમારી રોજની ખર્ચી તે અમોને આપી સમજાવો છો ? શું આવોજ પ્રેમ આગળ ઉપર રાખશો. દાકતર હવે અત્યારે વધારે કામાતુર બન્યા. તેનું મુખ જોવા ને કામને શાન્ત કરવા હજારનો ચેક લાવ્યો ને કમળાને આપ્યો.

શાણી હવે તજી શર્મ તું, રંગરાગમાં રમાડજે;
ક્ષુધાતણું ચુંબન દઈને, પ્રેમભોજન જમાડજે.
આવીશ ફરી મળવા તને, બીજા દઈશ હું દામને,
માળા જપીશ હું આજથી, વીશરીશના તુજ નામને

કહી તેને બાથમાં દબાવી આથી કમળા બોલી શું તમોને જરા શર્મ નથી આવતી. તમે તો નર છો કે રાક્ષસ. મારી આવી કુમળી કળી જેવી દેહને આમ કચડી નાખો છો.

આ છે બગીચા પ્રેમનો, પુષ્પો ખીલ્યા યોવન તણાં;
સૌન્દર્ય સુગંધ જોઈને, ભરમાય છે માનવ ઘણા.
ચુંબન લેવા એ પ્રેમની, છે સાદડી અંતર તણી.
જોબન હિંચોળે હિંચવા, આશા ધરે મનમાં ઘણી.

વ્હાલા તમારા હાથની વીંટી નીશાની તરીકે આપી તમારો પ્રેમ પુરો બતાવશો, હા ! પણ તમો પરણ્યા છો કે કુંવારા.

વાંચક તને શંકા થશે કારણ કે કમળા તો જાણતી હતી કે પરણેલા છે પણ તેમનો સંસાર કેવો છે તે જાણવા માટેજ આ સવાલ કર્યો હતો જો સંસાર સારો ચાલતો હોય તો કાન્તા જેવી ખુબસુરતને છોડી આ વેશ્યા ધામે ફસત નહિ તેથી તે બોલી.

વ્હાલા કુંવારા આપ છો કે અન્યનું પાણી ગ્રહ્યું,
જો હો કદાપી પરણ્યા તમે, તો વેશ્યા ધામ શાને ગ્રહ્યું.
મારો સંબંધ એ જાણતાં, તમને જરૂર તરછોડશે,
આપો વચન તેનું મને, તો પ્યારી તમોને નહી છોડશે.

દાકતરે પોતાની પરીસ્થિતિ જણાવી દીધી. વ્હાલી! પરણ્યો તો છું પણ તે રંડા બીજાની સાથે મારા લગ્ન પહેલાંથી પ્રેમમાં પડેલી છે, ખરૂં પુછો તો તે મારી સાથે રહેવા પણ ઇચ્છતી નથી પણ શું કરૂં હુંજ તેને વળગી રહ્યો છું મને તેના સુખનું સ્વપ્ને પણ ભાન થયું નથી. આથી વધુ શું કહું.

પરણ્યા છતાં વાંઢા સમો, હુકમ ઉઠાવું નારનો;
સ્થિતિ હતી મારી ગરીબ, બન્યો દાસ તેના યારનો:
નીરખુ નયન મારી થકી, રંગરાગ બંન્ને માણતાં.
સમય વિચારી શાન્ત રહેતો, તુટી જશે વધુ તાણતાં.

કેમ વ્હાલી જોઇ મારી દશા કમળાએ કહ્યું હવે તમે તેને ચાહો ખરા કે નહિ? એટલે દાકતરે કહયું.

તારા સમી મળે સુંદરી, પરવા કરૂં તેની નહિ;
જાઉં ના તેના ધામ હું પ્રતિજ્ઞા લેઉં આજે અહીં.

ભરી પાપ કેરાં પોટલાં, છાને અનીતી એ કરે;
કુદરત તણો છે કાયદો, જેવું કરે તેવું ભરે.

તો વ્હાલી હવે આપણે જુદુ મકાન રાખી રહીએ એટલે કમળાએ કહ્યું પણ તે સઘળું ખરૂં. પ્રથમ તમે તમારે ત્યાંથી જે લાવવાનું હોય તે લઇ આવો પછી તમોને ગોઠશે તેમ કરીશું દાકતરે પોતાના વ્યાકુળ મનને શાન્ત કરવા માટે કમળાને કહ્યું વ્હાલી! હવે તો મારા બળતા હૃદયને શાન્ત કર.

બળતુ હૃદય કામાગ્નીથી, શાન્ત તેને કર હવે;
જીવન મરણ મારૂં ગણું, તું આજથી વ્હાલી મને.

કહી દાકતરે પ્રેમથી ચુંબન કર્યું કમળાએ તેમાં કંઇ આનાકાની કરી નહિ ને દાકતરને કહ્યું. વ્હાલા આઘા રહો મારાથી અત્યારે આપના સાથે કંઇ બનશે નહિ કારણ કે મારૂં વ્રત આજે પૂર્ણ થાય છે. તો આવતી કાલે હું સોગન પુર્વક કહું છું કે આપની સાથે જરૂર રંગરાગ માણીશ કહી દાકતરના ખોળામાં માથું નાખ્યું. દાકતર તેનું મુખ જોવા ઘણું મથ્યો પણ તે સર્વ વ્યર્થ ગયું તો વાંચક આપણે હાલ તેમને અહીં રહેવા દઇ આગળ ચાલીયે.



# પ્રકરણ ૧૩ મું

## નોંધારાનો આધાર

જેનું જગમાં કોઇ નહિ, તેનો છે કિરતાર;
પળમાં રાય બનાવે રંક, એ તેનો ચમકાર.

પ્રિય વાંચક ! ઘણો વખત થતાં આપણે કંચનલાલની દુઃખી પત્ની તથા તેના નાના બાળક મનુને જોયા નથી તો તપાસીએ કે તેઓ શું કરે છે. અત્યારે મનુની ઉંમર સત્તર વર્ષની થઇ હતી. મનુને તેની માતા દુઃખ વેઠી નીશાળે મોકલતી. મનુ હાલ ઇંગ્રેજી પાંચમા ધોરણમાં પહેલે નંબરે પાસ થયો હતો. તેને વગવસીલાથી દર માસે દશ રૂપીઆ સ્કોલરશીપ મળતી, તેમાં તેઓ ગુજરાન ચલાવતાં. મનુ નિશાળેથી છુટી અથવા ફાલતુ વખતમાં એક બે ટયુશન રાખેલાં હોવાથી તે ભણાવતો. નાની ઉમરનો હોવા છતાં ભણવામાં હોશીયાર જોઇ મોટા માણસના છોકરાઓને ગુજરાતી અભ્યાસ કરાવવા જતો. તેમાંથી તેને માસિક રૂપીઆ દશ મળતા કુલ વીસ રૂપીઆમાં મા દીકરો આનંદ કરતાં. હવે મનુએ ધીરે ધીરે માતાને મહેનતમાંથી કમી કરવા માંડી. આમને આમ બીજાં ત્રણ વર્ષ ગુમાવ્યાં . એટલે મનુ મેટ્રીક પાસ થયો. તેને નીશાળમાંથી ખાતા તરફ ચોપડીઓ તથા ફીની માફી હતી એટલે તેને ભણવામાં પૈ પણ ખરચ થતી નહિ. મનુ મેટ્રીક પાસ થયા પછી નિશાળ છોડી કોઇ સારી પેઢીમાં દાખલ

થવાની તજવીજ કરવા માંડી. તેની ચાલાકી ને પ્રમાણિકતા તથા રીતભાત અને તેના બાપની જાહોજલાલીથી સર્વે કોઇ જાણીતા હતા. મનુના આ આચરણથી સર્વેને એમ થતું કે આ છોકરો થોડા વખતમાં તેના બાપનો ગયેલો પૈસો પાછો મેળવશે

મનુએ નોકરી માટે તપાસ કરતાં તે ગામમાં એક સારી ચાલતી પેઢી ઉપર ગુમાસ્તી કરવા રહયો ત્યાં તેને માસિક પગાર રૂપીઆ પચાસ આપતા હતા આવી રીતે એક વર્ષ તેણે ત્યાં નોકરી કરી. તેવામાં એક અબજોપતિ કહેવાતો શેઠીયો જે દુકાન પર મનુ નોકરી કરતો હતો ત્યાં આવ્યો. મનુનું કામ જોઇ શેઠનો વિચાર પોતાને ત્યાં લઇ જવાનો થયો. એટલે તેણે મનુના શેઠને વાત કરી તો તેમણે મનુની તારીફ કરતાં આવો ગુમાસ્તો નહિ આપવા આનાકાની કરવા માંડી. આથી અબજોપતિ શેઠ કે જેનું નામ લક્ષ્મીચંદ હતું તેમણે કહ્યું. ભાઇ! તમો હા કહો કે ના કહો પણ આ મહેતાને હું મારે ત્યાં લઇ જઇશ. કારણ કે હવે મારી વૃદ્ધાવસ્થા થવા આવી એટલે દુકાન પર વિશ્વાસુ માણસની જરૂર છે. માટે હું તેને મારે ત્યાં રાખીશ અને તેને સુખી કરીશ. આથી મનુના શેઠને એમ થયું કે જો કદાચ લક્ષ્મીચંદ મરણ પામે ને મનુનું નસીબ ખુલે તો પણ સારૂં ધારી તેમણે તેને મોકલવા હા કહી મનુને આવતી કાલે જવા માટે શેઠે સુચવ્યું. મનુનો હિસાબ કરતાં મનુના ખર્ચ જતાં બસો રૂપીઆ નીકળતા હતા તે ઉપરાંત તેની વેપાર કરવાની કાર્ય કુશળતા જોઇ શેઠે ત્રણસો રૂપીઆ ઉમેરી પાંચસો રૂપીઆ આપ્યા

મનુ પૈસા લઇ ઘેર જઇ પોતાની માતાને સઘળી બિના જણાવી. અને લાવેલા પૈસા પોતાની માતાને આપતાં કહ્યું ને જણાવ્યું કે જે જોઇએ તે ખર્ચ કરજો ને આવતી કાલે આપણે એક શેઠ સાથે બીજે ગામ જવાનું છે. એટલે ગુણલક્ષ્મીએ સઘળી તૈયારીઓ કરવા માંડી.

બીજે દિવસ ગુણલક્ષ્મી અને મનુ નવીન શેઠ લક્ષ્મીચંદ સાથે તેમના ગામ જવા ઉપડયાં લક્ષ્માચંદ અને મનુ ફસ્ટ કલાસમાં બેઠા ને ગુણલક્ષ્મી સેકન્ડ કલાસમાં બેઠી. ગાડી ઉપડી ને મુંબઇ આવી પહોંચી મનુ તથા શેઠ સર્વે ગાડીમાં બેસી લક્ષ્મીચંદના મકાને આવ્યા મકાન જોતાંજ મનુ તેમની સાયબી તથા મિલ્કતની કીંમત આંકી ગયો ગુણલક્ષ્મીને મકાનમાં રહેવા માટે શેઠે જણાવ્યું. બેટા ! જાવ તમો આજથી મારી પુત્રી સમાન છો આ મકાન તમારૂં માટે સુખેથી રહો માત્ર તમો મારી પુત્રી કે જેનું નામ મોહીની છે તેને સંભાળજો. ગુણલક્ષ્મી મકાનમાં રહી બે ત્રણ દિવસના સહવાસમાં મોહીની ગુણલક્ષ્માને માતા સમાન માનવા લાગી. આ તરફ મનુ દુકાન ઉપર જતો ને હિસાબી ચોપડા તપાસતો ત્રણચાર દિવસમાં સઘળા ચોપડા તપાસી નાખ્યા ને તેમાંની કાઢેલી ભૂલો તેણે લક્ષ્મીચંદને બતાવી તેનો હિસાબ કરતાં શેઠને ૨૫ હજાર રૂપીઆનો ફાયદો થયો આથી શેઠનો વિશ્વાસ મુનીમ પરથી ઉઠી ગયો ને મનૂને તેની જગ્યાએ રાખી તેને રજા આપી. લગભગ ત્રણેક માસ મનુને આવ્યે થયા હતો તેટલામાં લક્ષ્મીચંદનો વેપાર પહેલાં કરતાં

દોઢો ચાલવા લાગ્યો. આ જોઇ લક્ષ્મીચંદ પણ તેને ખુબ સ્નેહથી ચાલવા લાગ્યા. ને પોતાની સર્વ મિલકતનો વારસ મનુને બનાવવો એવો નિશ્ચય કર્યો. કહેવત છે કે **પુત્ર પારણામાં ને વહુ બારણામાં**ની માફક શેઠ મનુને ત્રણ માસના પરિચયથી તેના સર્વ ગુણથી માહીતગાર થયા હતા. તેમણે મનુના નામનું વીલ કર્યું ને તેને દત્તક તરીકે રાખ્યો. આખા શહેરમાં વાત પ્રસરી ગઇ કે લક્ષ્મીચંદે દત્તક લીધો. આમ બે વર્ષ પેઢી ચાલી પહેલાં કરતાં ધમધોકાર વેપાર ચાલતો જોઇ શેઠ ઘણા ખુશી થયા. હવે શેઠને ત્યાં ઘણા મોટા શેઠીઆઓની કન્યા પરણાવા માટે માગાં આવતાં.

એક દિવસ બપોરે શેઠની દુકાને મનુ બેઠેલો હતો ત્યાં રમણલાલના પિતા મોટર લઇ આવ્યા તેમને સારો આવકાર આપી મનુએ બેસાડયા ને સારી ખાતર કરી આથી રમણલાલના પિતા કે જેમનું નામ માણેકલાલ હતું તેમના મનમાં મનુ માટે સારો અભિપ્રાય બંધાયો હોય વાંચક આ ઠેકાણે થોડુંઘણું રમણલાલ માટે જાણવું જરૂરનું હોવાથી જણાવવું અયોગ્ય નહિ ગણાય માટે પ્રથમ તે તપાસી આગળ આપણે ચાલીશું.

રમણલાલ એ એક કોટયાધિપતિનો સંતાન હતો પોતાના બાપની અથાત સંપત્તિનો વારસો પોતાનેજ મળવાનો છે એમ તે જાણતો હતો જો કે તે ઉડાઉ અને અભિમાની હતો પંણ તેના પિતા માણેકલાલનો થોડો ઘણો તેને ભય હતો. ને તે ઉડાઉ હતો તે તો વાંચક પ્રથમ જાણી ગયા છે કે તે કેવાં છુપાં કર્મોમાં

કેટલા પૈસા બરબાદ કરને હતો આ વાતની તેમની ન્યાતમાં ખબર પડી જવાથી તેને કોઇ કન્યા આપતું નહિ કોઇ ગરીબ કન્યા આપવા જાય તો માણેકલાલ ના પાડતા. માણેકલાલને ઘરમાં બે સંતાન સીવાય કોઇ નહતું સંતાનોની માતા ચારેક વર્ષ થયાં ગુજરી ગયાં હતાં સંતાનોમાં રમણુલાલ તથા તેની બેન શુશીલા હતી. શુશીલાની ઉમર હાલમાં લગભગ પંદર વર્ષની હતી. એટલે હવે માણેકલાલને તેને માટે વર શોધવાની જરૂર હતી ને તેટલાજ માટે તે આજે લક્ષ્મીચંદને ઘેર આવ્યા હતા. તેઓ આવી થોડો વખત બેઠા હશે તેટલામાં લક્ષ્મીચંદ આવ્યા તેઓ દુકાનપર ચઢયા કે તરતજ મનુ ગાદીએથી ઉઠી લક્ષ્મીચંદને પ્રણામ કરી પગે લાગ્યો આ જોઇ માણેકલાલને થયું કે ખરેખર શેઠને છોકરો તો ખાનદાની મળ્યો જો મારી શુશીલાનું આ છોકરા સાથે સગપણ થાય તો ઘણું સારૂં આમ વિચાર કરતા હતા ત્યાં લક્ષ્મીચંદ બોલ્યા કેમ માણેકજી શેઠ આજે આ તરફ ભુલા પડયા. એટલે માણેકજીએ કહયું શેઠજી ! આપનું કામ પડયું ને આપે કોઇ આપણી જ્ઞાતિનો છોકરો દત્તક લીધો તેવું સાંભળી આપને મળવા માટે આવ્યો લક્ષ્મીચંદે હસતાં હસતાં કહયું હા શેઠ હવે શું કરવું ઉમર થવા આવી ને વળી લાયક છોકરો મળી ગયો તો શા માટે દત્તક ન લેવો માણેકલાલે અજાણ્યા થતાં કહયું શેઠજી આ છોકરો આપે દત્તક લીધો એતો ઘણો લાયકી વાળો મને જણાયો કારણ કે તેની બોલવાની છટા ને કામ કરવાની ચાલાકી ઉપરથી હું

સમજી ગયો કે છોકરો હોંશીયાર છે લક્ષ્મીચંદે કહ્યું હા તેમ ધારીને મેં દત્તક લીધો. કહો આપને કંઇ કામ છે. બેટા મનુ? જા જમવાનો વખત થયો છે જમી આવ. હુકમ થતાં પિતાને પ્રણામ કરતો મનુ મોટરમાં બેસી ઘર તરફ વિદાય થયો. તેના ગયા પછી માણેકલાલે વાત ઉપાડી. શેઠજી આપના છોકરા સાથે મારી પુત્રી સુશીલાનું સગપણ કરો તો કેવું સારૂં ?

લક્ષ્મીચંદ–શેઠજી એ શું બોલ્યા ? આપની પુત્રી હજુ અવિવાહિત છે.

માણેકલાલ–હા તેમજ છે કારણ કે મેં આપે દત્તક લીધાની વાત સાંભળી એટલે બીજે તપાસ કરવાનું મુલતવી રાખી પ્રથમ આપને જ પુછવા આવ્યો છું.

લક્ષ્મીચંદ–ઠીક ? પણ તે છોકરાની માતાને મેં મારી પુત્રી કહી આણેલી છે તેની સલાહ સિવાય મારાથી કેમ હા કહેવાય માટે હું તેમને પૂછી પછી આપને જવાબ આપીશ.

માણેકલાલ–ઠીક ત્યારે શેઠજી લ્યો સલામ કહી ચાલી નીકળ્યો.

આ તરફ મનુ જમવા માટે આવ્યો તે વખતે મનુના ખંડમાં મોહીની હતી, ને મનુની માતા ઉપલે માળ સુતાં હતાં મનુ મોટરમાંથી ઉતરી પોતાના ખંડમાં આવ્યો. ત્યાં મોહીનીને જોઇ તેણે કહ્યું કેમ હજુ જમ્યાં કે નહિ ? મોહિનીએ કહ્યું જમવા જતી હતી ત્યાં આપની મોટર આવી તેથી રાહ જોતી ઉભી રહી. ચાલો આપણે સાથેજ

જઇએ કહી બન્ને સાથે રસોડામાં ગયાં. વાંચક આમ થવાનું કારણ જો તું ચાલાક હોઇશ તો સમજી ગયો હોઇશ. મોહિની કોઇ દિવસ મનુના ખાતા પહેલાં ખાતી નહિ એટલુંજ જાણવું બસ છે. બન્ને જમી પાછાં તેજ ઠેકાણે આવ્યાં. મનુ આરામ માટે હીંચોળા પર બેઠો તો તેની નજીક મોહિની બેઠી. મોહીની મનુને જોઇ ઘણી જાતના તર્કવિતર્ક બાંધતી પણ મનુના મનમાં કંઇ ન હતું. થોડીવાર બેઠા પછી મનુ જરા નિંદ્રાવશ થવા આરામ ખુરશીપર પડયો ને જરા આંખ મીંચાઇ મોહિનીની વાત કરવાની આશા નિષ્ફળ ગઇ તેથી તેણે કાગળથી ચીઠી લખવી યોગ્ય ધારીને એક ચીઠી લખી ટેબલ પર મુકી તેમાં નીચે મુજબ લખ્યું હતું.

વ્હાલા રસરાજ ?

ત્હારા સુકોમળ મુખનાં જ્યારથી દર્શન થયાં છે ત્યારથી મારૂં હૃદય તનેજ ઝંખ્યા કરે છે. મન મળવા માટે આતુર થતું જાય છે. તારો ઘડીભરનો વિયોગ આ આંખ સહન કરી શકતી નથી. તારૂં મધુરૂ વચન આ કર્ણો સાંભળવા અધીરા છે ને આ ગુલાબી ગાલો ફકત તારૂં એકજ મીઠું ચુંબન લેવા ખીલી રહ્યા છે. તે સર્વની ઇચ્છા પૂર્ણ કરી મને તારી બનાવ. એજ અંતિમ ઇચ્છા.

લી૦ તમારા પ્રેમે ઝુરતી

**મોહીની**

કાગળ લખી ટેબલપર મુકી તે તેના ખંડમાં ચાલી ગઇ.

તેના ગયા પછી થોડા સમયે મનુ જાગ્યો ને છુટી ટેબલ પર જોયું તો કાગળ પડેલો જોયો. ખોલી વાંચતાં તેનું શરીર ધ્રુજવા લાગ્યું. અહા ! આ શી વીચીત્રતા. શું આ શબ્દો મોહિનીના જ હશે? ના! ના! તેના નજ હોય? આ કોઇએ મને બનાવી પિતા આગળ કલંકિત ઠરાવવાનો માર્ગ બનાવ્યો છે. ખેર ! જ્યાં મારા દિલમાં તેવું છે નહિ તો પછી પરવા શી

મનથી ન કરવું પાપ તો દરકાર શી કીરતારની
ભરવું છે ભાથું પુણ્યનું તો પરવા શી યમરાજની.
મોહીની મારી બેન જે, તેણે શું મનથી આદર્યું
કરવા કલંકીત નામને, આ પગલું શું તેણે ભર્યું.

ના ના ! તેમ હોયજ નહિ તે બિચારી નિર્દોષ છે ત્યારે આ લખનાર કોણ ? નોકર ચાકરની હિંમત નથી કે અહીં આવી મારા હોવા છતાં આટલી હિંમત ધરે. આમ અનેક વિચારો મનમાં ઘોળાયા કરતા હતા પણ કંઇ નિશ્ચય કરી શકયો નહિ. દુકાને જવાનો વખત થયેલો હોવાથી તે દુકાને જવા માટે નીકળ્યો. ત્યાં મોહીની બેઠી બેઠી લખતી હતી તેથી તે ત્યાં જોવા માટે ગયો તરતજ તેની નજરે ચીઠીના અક્ષરો તરી આવ્યા ને ખાત્રી થઇ કે ખરેખર લખનાર મોહીની છે તેમાં શંકા નહિ. શું આ ફેરફાર ખરેખર સ્ત્રીઓનાં હૃદય વિચાર શુન્યજ હોય છે કારણકે તેમના પ્રેમ આગળ કંઇ જાતનો વિચાર કરવાની શકિત હોતી નથી, તેઓ પોતાના ઘડી સુખને માટે અમૃતમય

જીવનને ઝેર સમ બનાવી દે છે. આમ વિચાર કરતો દુકાને જવા માટે નીકળ્યો. મનુ દુકાને આવ્યો પોતાના કામ પર બેઠો પણ તેનું ચિત્ત મોહીનીની ચીઠી પર ચોંટી રહ્યું હતું તેને ભવિષ્ય કાળના વિચારો આવતા હતા. કારણકે તેને ખબર હતી કે પોતાની ફોઇ કાન્તા પ્રેમ માટે રમણલાલને વળગી રહી છે ને કંચનલાલને બિચારાને હેરાન કરે છે. કદાચ મોહીનીને બીજે પરણાવશે તો તેની પણ એ દશા ને કદાચ તેની આ ધારણામાં જો તે નિષ્ફળ નિવડશે તો જરૂર મારા પર કંઇ આળ આવશે ને આખરે મેળવેલું સુખ પળ એકમાં નષ્ટ થશે. પણ આ વાત માતાને જણાવવાથી કંઇ રસ્તો બતાવશે આમ એક છેલ્લો મનનો નિશ્ચય કરી તે કામ કરવા લાગ્યો. સાંજે દુકાન બંધ થઇ એટલે શેઠ તથા મનુ ઘેર ગયા. ઘેર આવી મનુ પોતાના ખંડમાં આવ્યો ને નોકરને કહ્યુ કે જા માતાજીને બોલાવ કારણ કે ગુણલક્ષ્મીને સર્વે માતાજી કહી બોલાવતા, નોકર થોડાજ સમયમાં માતાજીને તેડી હાજર થયો માતાજી આવતાંજ પુત્રને જોઇ આનંદ પામ્યાં ને સામે બેઠાં પછી બોલ્યાં.

ગુણલક્ષ્મી–કેમ બેટા! મારૂં શું કામ પડયું?

મનુ—માતાજી? શું કહું મર્યાદાનો ભંગ થાય છે સાથે એક માણસની આબરૂ જાય છે પણ નીરૂપાયે જણાવ્યા વીના છુટકો નથી. લ્યો જુઓ આ કાગળ કહી કાગળ આપ્યો ગુણલક્ષ્મીએ વાંચ્યો વાંચતાંજ તેના શરીરમાં કંપારી છુટી ને શું કરવું તે ન સૂઝયું પણ તે ઘણી સમજુ ને શાણી હતી તેથી

તેણે મોહીનીને સમજાવવા વિચાર કર્યો ને ત્યાંથી ઉઠી મોહિનીના ખંડમાં ગઇ મોહીની વાંચતી હતી તે માતાને આવેલાં જોઇ ઉભી થઇ બોલી.

મોહીની—માતાજી ? કેમ અચાનક આગમન ?

ગુણલક્ષ્મી—બેટા ? તું ભણી ને ભુલે છે. એમ મારામનમાં થતાં હું તારી પાસે આવી છું કે ફરીથી તું ભણીને ન ભુલે તેવો માર્ગ બતાવવા.

મોહીની—માતાજી હું કંઇ સમજી શકતી નથી કે આપ શું કહો છો ?

ગુણલક્ષ્મી-બેટા ! જો તેં જે ચીઠી મનુ ઉપર લખી છે તે તદન અયોગ્ય છે કારણ કે મનુનો ને તારો શો સંબંધ છે તે તું સમજે છે માટે તેવું આચરણ આચરવું એ તારા જેવી સમજુ બાળીકાને અધટીતજ કહેવાય.

મોહીની ગુણલક્ષ્મીના મુખથી આવા શબ્દો સાંભળી શરમાઇ પણ જેમઃ—

પ્રેમ એવી ચીજ છે જ્યાં નેમ ના રહે મોટા તણું.
ચાહે જે પ્રેમી પ્રેમીકા, છોડે ના સમજાવ્યે ઘણું
એ પ્રેમ અજબ મોહીની ને મોહીનીને લાગીયો.
સમજાવનારા સાક્ષરોની કલમો પણ થાકીયો.

મોહીનીએ હવે ચોકખું જણાવ્યું માજી ! તેના સિવાય હું અન્યને આ જંગતમાં કોઇને ચાહનાર નથી ને ચાહીશ નહિ,

માટે કોઇ ઉપાય કરો ને તેની સાથે મારો સંબંધ કરો એટલામાં નોકરે આવી કહ્યું માતાજી પિતાજી આપને બોલાવે છે. ગુણલક્ષ્મી ત્યાં ગઇ એટલે લક્ષ્મીચંદે કહ્યું બેટા! એક વાત તને કહેવાની છે તે એ કે આપણા મનુનું માગું આજે માણેકલાલ શેઠ તરફથી આવ્યું છે તેમની પુત્રી પંદર સોળ વર્ષની છે તો તેમની પુત્રી સાથે મનુનો વિવાહ કરીશું. આ સાંભળી ગુણલક્ષ્મી બોલી.

ગુણલક્ષ્મી-પિતાજી! તેમને કાંઇ સંતાન છે કે પુત્રી એકલીજ છે.

લક્ષ્મીચંદ-તેમને એક છોકરો છે તેનું નામ રમણલાલ છે.

ગુણલક્ષ્મી-ત્યારે શું પેલા રમણલાલ તો ન હોય કે જે ધનપાળશાહની પુત્રીને માટે પોતે પરણતા નથી ને તેની સાથે પ્રેમમાં પડી નાહક કંચનલાલની જીંદગી બરબાદ કરી.

લક્ષ્મીચંદ-હા! તેજ તમો તેમને ઓળખો છો કે શું?

ગુણલક્ષ્મી-હા કેમ ન ઓળખું કારણ કે તે કાન્તાબા તો મારાં નણંદ થાય છે.

લક્ષ્મીચંદ-હેં ત્યારે શું તમો રતનલાલનાં પત્ની.

ગુણલક્ષ્મી-જી હા પિતાજી!

લક્ષ્મીચંદ-ત્યારે શું આ ધનપાળશાહનો પુત્રનો પુત્ર મનુ.

ગુણલક્ષ્મી-જી હા.

લક્ષ્મીચંદ-તે તો લક્ષાધિપતિ હતા ને તમો આમ કેમ શું રતનલાલ મરી ગયા હાય બીચારા શેઠનું બુરૂં થયું.

ગુણલક્ષ્મી–( આંખમાંથી આંસુ લાવતી ) પીતાજી ! બુરૂ થવામાં બાકી નથી રહ્યું ધનપાળશાહના મરણ પછી તેમના પુત્રની પડતી દશાનાં અમે ભોગ બન્યાં એમ કહી સર્વ હકીકત જણાવી.

લક્ષ્મીચંદ–હશે ! ચઢતી પડતી સર્વની આવે છે. ત્યારે તો તમો ઉત્તમ કુળનાં કહેવાવ ચાલો અમારાં ધનભાગ્ય કે તમારા જેવાં સંતાનોને આશ્રય આપવા ભાગ્યશાળી બન્યા. કહો ત્યારે મનુનું શું કરવું.

ગુણલક્ષ્મી–પિતાજી ? હવે આપને હું શું કહૂં કહેતાં શરમાઉં છું કારણ કે કોઇ છાની વાત ચાહન કરવી મહાપાપ છે પણ શું કરવું.

લક્ષ્મીચંદ–બેટા ! જે હોય તે ખુશીથી કહે મને તારાપર સંપુર્ણ વિશ્વાસ છે. તારી દુઃખદસ્થિતિનું વર્ણન સાંભળી મને ઘણું લાગે છે હશે તમોએ દુઃખ વેઠી આટલો મનુને મોટો કર્યો તો પ્રભુ તમારી વ્હારે ચઢશે.

ગુણલક્ષ્મી–પિતાજી ? આ વાત વિચાર કરવા જેવી છે. હસી કાઢવાથી નુકશાન થવાનો સંભવ છે. જુઓ આ કાગળ વાંચો.

લક્ષ્મીચંદ–(કાગળ વાંચી) એ......આ શું મારી મોહીની મનુને ચાહે છે ઘણીજ ખુશીની વાત કારણ કે તેના જેવો બીજો શાણો વર મને કયાં મળવાનો હતો. આતો ઘેર બેઠાં લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે કપાળ ધોવા કયાં જવું. જો

તેમ થાય તો ઘણું સારૂં. મેં વિલ કરેલું છે તે ઘર જમાઇ તરીકે ફેરવી નાખશું.

આ સઘળી વાત મોહીની એક બાજુ ઉભી રહી સાંભળતી હતી તે ખુશ થઇ ને દોડતી પીતાજી પાસે આવી. બાપા ? બાપા ? મારે બજારમાંથી સાડીઓ લાવવી છે તો મને પૈસા આપો. લક્ષ્મીચંદે કહ્યું બેટા જા, મનુને કહે તે આપશે અગર લાવી આપશે તું સાથે જજે. પણ મોહિની તેં આ શું કર્યું. આ ચોઠી તેંજ લખી હતી. ચીઠી જોઇ પ્રથમ શરમાઇ નીચું જોઇ હસવા લાગી શેઠ સમજી ગયા કે મોહીનીનો વિચાર લગ્ન કરવાનો છે તો ભલે તેમ થાય નાહક તેની મરજી વિરૂદ્ધ કરવામાં આવે તો પાછળથી કાન્તા તથા કંચનલાલની માફક બને ને બીચારા ધનપાળ શાહને આખરે કમોતે મરવું પડયું. ઠીક જા બેટા ! એટલે મોહીની મનુના ખંડમાં આવીને આવતાંજ બોલી. વ્હાલા ? તમો તમારી સ્ત્રીને માટે કેવાં કપડાં ખરીદશો જાવ બજારમાંથી ખરીદી લાવો ચાલો હું સાથે આવું એટલે તમારે બદલાવા જવું ન પડે તમે ઘેર લાવો ને તમારી સ્ત્રી નાપાશ કરે તો પછી નાહક વ્હાલા તમોને ધક્કો પડે. આ સાંભળી મનુ આભોજ બન્યો આ શું ને મોહીની શું બોલે છે તેને વિચારમાં પડેલો જોઇ મોહીની બોલી.

વ્હાલા હવે વિચાર શા, આશા સફળ મારી થઇ,
મુજ લગ્ન થાશે તમ થકી, શરમ તેથી છે ગઇ.
ડરશો નહિ તમ કંથજી, ચાલો બજારે સાથમાં,
કહી પ્રેમથી ભેટી પડી, લીધો મનુને બાથમાં.

મનુ–છોડો તમે આ શું કરો, કોઇ અહીંયાં આવશે,
જોઇ તમારૂં કૃત્ય આ, પીતા ખરે સંતાપશે.
વિચાર્યા વીણ પગલું ભરી નાહક ફજેતી તો થશે,
જો કોઇ અહીંયાં દેખશે, તો વાત પીતાને જશે.

મોહીની—છોને જગત આખું જુએ, અગર પિતા આવી ચઢે.
પણ ના ડરૂં હું કોઇથી, યમરાજ છો ઉભા રહે.
મારા થયા વ્હાલા તમે, કયાં સુધી શર્મને રાખશો.
વ્હાલી કહી મુજને તમે, ચુંબન મધુરૂં આપશો.

મનું—મોહીની! મોહીની! જરા સંભાળો આ અઘટીત થાય છે તમો આ શું કરો છો.

મોહીની—વ્હાલા! પિતાજી તથા માતાજી બંન્ને વાત કરતાં હતાં તે મેં સાંભળ્યું છે ને તમારી ચીઠી માતાજીએ પિતાજીને આપી તો તે વાંચી ઉલટા ખુશ થયા ને આપણાં લગ્ન કરી આપવા તૈયાર થયા છે. માટે વસ્ત્રો લેવા માટે મારી સાથે બજારમાં ચાલો.

મનુ–એક બુક લઇ મોટરમાં બેસી બંન્ને બહાર નીકળ્યાં. દુકાન પરથી સો રૂપીઆ રોકડા લીધા ને કાપડીઆની દુકાને ગયા, જોઇતાં લુગડાં લઇ બીલ ચુકાવી ઘેર આવ્યા. ગુણલક્ષ્મી મનુને મળવા આવી ત્યાં મોહીની હાજર હતી તે ગુણલક્ષ્મીને જોઇ આઘી ઉભી રહી ગુણલક્ષ્મીએ સર્વ વાત મનુને જણાવી. આથી મનું પણ ખુશ થયો ને બોલ્યો,

પ્યારા પ્રભુ ઉપકારનો બદલો પુરો કયારે કરીશ,
આવા અનેરા ઉપકારો કયાં સુધી હું સંઘરીશ.
લાવી દયા આ દીન પર નીતી માર્ગ મુજને બતાવજે,
થાતી કદી હોય ભુલ તો પ્રભુ મુજને સમજાવજે.

આમ મન સાથે પ્રભુનો અનહદ ઉપકાર માનવા લાગ્યો. તે સાથે વિધીને પણ ધન્યવાદ આપવા લાગ્યો.

અહા વિધિ કર્યું કેવું, ચઢાવ્યો તખ્ત સોનાને,
હતા દિન એક એવા કે ન મળતું ખાવા મોઢાને.
બની લાચાર હું ફરતો, મેળવવા ભાખરી ટુકડો,
બનાવે રાયને રંક, પ્રભાતે બોલતાં કુકડો. ?

આમ વિધિને ધન્યવાદ આપવા લાગ્યો તો વાંચક હાલ તે નવીન દંપતીને પ્રેમમાં મસ્તાન દીન પ્રતિદીન બનવા દયો ને હાલ આપણે કમળાનું શું થાય છે તે જોઇએ.

૧ કુકડો. મરઘડો સવાર થતાં.



# પ્રકરણ ૧૪ મું.

## બહેન કે બાયડી.

વિષય મહીં બની અંધ, જોયું ના કોણ નાર છે,
બહેનને કરી બાયડી, કળીકાળનો વિસ્તાર છે.

પ્રિય વાંચક આપણે પહેલાં જણાવી ગયા છીએ કે કમ-

ળાએ દાકતરને ઓળખી લીધા હતા. પણ દાકતર વિષયમાં અંધ બની ઓળખી શકયા ન હતા. દાકતરનો વિચાર કમળા સાથે ઘરસંસાર માંડી અલગ રહેવાનો હતો. ને તે ઉદ્દેશથી તે આજે કાશીના મકાનપર આવ્યા હતા કમળાને બોલાવી દાકતરે કહ્યું કેમ? મેં તમોને કહ્યું હતું તે બાબતનો વિચાર કરી રાખ્યો છે? મારો વિચાર તમારી સાથે ઘરસંસાર માંડી આ જગતમાં કાન્તા તથા રમણલાલને તેમનું નાક કપાય તેવો રસ્તો લેવા વિચાર કર્યો છે કમળા સમજી ગઇ ને આ વાત સાંભળી કંપી ઉઠી. હે વિભુ? શું ભાઇને ભાયડો કરવા વખત આવી. આથી તો મરવું વધારે સારૂં જ્યારે લોક જાણશે ત્યારે મારી શી દશા. આખા ગામમાં ફટફટ થઇ જઇશ ને મારાં માબાપોને શું મુખ બતાવીશ ગમે તેમ થાય પણ હાલ દાકતરને સમજાવી અહીંથી છુટવું ને પછી તેમને ખરી બીના જણાવી માહિતગાર કરવા. આમ વિચાર કરી તેણે દાકતરની સાથે જવા ખુશી બતાવી. દાકતરે તેને જણાવ્યું કે તું મારે ત્યાં દવા લેવાનું નામ દઇ આવજે હું તને મારા માણસ સાથે મેં ભાડે રાખેલા બીજા મકાનમાં રાખીશ ત્યાં મેં સર્વ જાતની તૈયારીઓ કરી રાખી છે. એટલે ત્યાં ગયા પછી કોઇ પણ જાતની અગવડતા પડશે નહિ. કમળાએ તેમ કરવા કબુલ કર્યું. ને બીજે દિવસે તે કાશીને દવાનું બાનું કાઢી બહાર નીકળી, આ વખતે તેની પાસે કાશીના કેટલાક દાગીનાઓ હતા. કાશીનો તેના સહવાસથી વિશ્વાસ બેસી ગયેલો હોવાથી તેને

જવાની રજા આપી. કમળા દાકતરને ત્યાં આવી દાકતરે માણસ સાથે તેને રાખેલા મકાનમાં મોકલી દીધી. કમળા ત્યાં ગઇ. બરોબર બાર વાગવા આવ્યા પણ કમળા પાછી ન આવી તેથી કાશીએ તેની તપાસ કરવા માટે દાકતરને ત્યાં ભીમાને મોકલ્યો. ભીમે દાકતરને પૂછ્યું પણ દાકતરે ચોકખી ના પાડી કે અહીં કમળા આવીજ નથી. આથી ભીમો પાછો ગયો ને કાશીને સઘળી બીના જણાવી. કાશી આ સાંભળી ગભરાઇ કારણ કે તે તો ગઇ તો ગઇ પણ ચાર હજારના દાગીના લેતી ગઇ તેનું શું. કહેવત છે કે– "મીયાં ચોરે મુઠે તો અલ્લા ચોરે ઉંટે"ની માફક કાશીની કમાઇનો થોડો ઘણો ભાગ લઇ ગઇ. તેની તપાસ કરવા માટે તેણે પોલીસને ખબર આપી, પણ મુંબઇ જેવી નગરીમાં કમળાનો કયાં પત્તો લાગે. એટલામાં રમણલાલ આવ્યા ને તે કાશીના ખંડમાં આવ્યા. આ વખતે કાશી ઉદાશ બેઠી હતી તેને જોઇ રમણલાલે કહ્યું કેમ કાશી આજે આમ ઉદાસી, કમળા કયાં ગઇ કંઇ જણાતી નથી. કાશીએ કહ્યું શેઠજી ? કમળા તો મમરા ખવરાવી ચાલી ગઇ. મારૂં સર્વસ્વ લઇ પસાર થઇ ગઇ. રમણલાલ સમજ્યા કે જરૂર કમળા દાકતરને ઓળખી ગઇ ને તેથી તે નાસી છુટી કે પછી દાકતર ઓળખી ગયા હોય ને તેને નસાડી મુકી હોય ! આમ વિચાર કરે છે ત્યાં કાશી બોલી; રમણલાલ હવે શું કરવું તેનો માર્ગ બતાવશો ? રમણલાલે કહ્યું કાશી તું જાણે છે એ વાત ભેદ ભરેલી છે. કારણ કે દાકતર તથા કમળાને એક જાતનો સંબંધ થાય છે

ને તેથી કમળા નાસી છુટી. કાશીએ આતુરતાથી કહ્યું કોણ કમળા દાકતરની સગી થાય છે રમણુલાલે જણાવ્યું હા! તે બેન ને આ ભાઇ.

કાશી—એંહ! આ શું આ તે બેન કે બાયડી શું દાકતર પોતાની બહેનને ન ઓળખી શકયા. ઠીક હવે દાકતર આવે એટલે તેની તપાસ કરાવું એમ કહી રમણુલાલ સાથે પ્રેમનાટક ભજવવા માંડયું.

પ્રિય વાંચક! આપણે હાલ કાન્તા તથા રમણુલાલની થોડી વાત જાણવી જરૂરની છે કારણ કે હવે રમણુલાલ કાન્તા સાથે લગ્ન સંબંધથી જોડાવા ચહાતા હતા સરકારી કાયદા મુજબ કાન્તા કોરટ મારફતે દાકતર સાથે છુટા છેડા કરવા ચાહતી હતી. કારણુ કે દાકતરની સઘળી વાત તેણે કાશીના મકાનમાંથી સાંભળી હતી. એટલે કાન્તાએ દાકતરના સામે કેસ કર્યો સરકારમાં લાગવગ હોવાથી તેને છુટા છેડા આપ્યા. કાન્તા હવે છુટી થઇ રમણુલાલના પિતાને આ ખબર પડી એટલે તેમણે રમણુલાલને ઠપકો આપવા વિચાર કર્યો એક દિવસ રમણુલાલ પોતાના ખંડમાં હતા તે વખતે માણેકલાલ શેઠ ત્યાં આવ્યા. પિતાને આવેલા જોઇ રમણુ ઉભો થયો. માણેકલાલ બેઠા અને ધીરે રહી રમણુલાલને કહ્યું ભાઇ રમણુ તેં આ શું કૃત્ય કર્યું આખરે મારૂં નામ બદનામ કર્યું ને આ ઘરડે ઘડપણુ મારાં પળીઆંમાં ધુળ નાખવા બેઠો. આ પેપરોમાં વાતચર્ચાઇ છે તેમાં ચોકખું લખાયું છે કે એક ધનાઢય પૈસાદારની પુત્રીએ

કરેલા છુટા છેડા ને તેનું ફરીથી પુનર્લગ્ન કરનાર કોટયાધિપતિ માણેકલાલ શેઠના પુત્ર રમણલાલ તેમનું લગ્ન થોડા વખતમાં થવાનું સંભળાય છે. શું રમણ આ શરમાવા જેવું નથી શું આપણી જ્ઞાતિમાં કન્યાની ખોટ હતી. ગમે તેટલો ખર્ચ કરી તું પરણ્યો હોત તો મને ન લાગત પણ આતો મને જીવતાં મારવા બેઠો તે કમજાત કાન્તાએ તેના બાપને પણ તેવી રીતે માર્યો ને તેં પણ મને તેમજ કરવાનું પગલું ભર્યું. રમણલાલ એક પણ શબ્દ બોલી શક્યો નહિ. પણ જ્યારે પિતાજીએ અત્યંત ભાષણ કરવા માંડયું ત્યારે તેનાથી ન રહેવાયું ત્યારે તેણે કહ્યું પિતાજી ! એમાં મેં શું અઘટિત કાર્ય કર્યું છે. કાન્તાનાં લગ્ન વખતે જ્યારે આપણે લગ્નમાં ગયા ત્યારથીજ થઇ ગયું હતું કંચનલાલ તો માત્ર લોકોને દેખાડવાના હતા. ને ઘણાનાં પુનર્લગ્ન થયાનું સાંભળ્યું છે. માણેકલાલ પુત્રનું આ સાંભળી બબડતા ફફડતા ચાલ્યા ગયા હવે રમણને દુકાન પર ન આવવું એમ ચોકખું જણાવ્યું રમણલાલ હવે ગભરાયો કારણ કે મનગમતા પૈસા કયાંથી ઉરાડવા મળશે તે બાબત વિચાર કરવાનો થયો. હશે હવે ગમે તે થાય તો પણ કાન્તા સાથે પુનર્લગ્ન તો કરવુંજ આમ નિશ્ચય કરી તે કાન્તાના મકાને આવ્યો કાન્તા હિંદુસ્તાન વાંચતી હતી ને રમણલાલ આવી પહોંચ્યા એટલે કાન્તએ પેપર મુકી દીધું રમણલાલ આવી ખુરશી પર બેઠા ને કાન્તાને કહ્યું કેમ કાન્તા કોરટનો નીકાલ મળી ગયો. કાન્તાએ ખુશ થતાં કહ્યું હા ! હવે તમારો વિચાર

રહ્યો. રમણલાલે કહ્યું કાન્તા આ વાત પેપરોમાં ચર્ચાઇ છે તે તમે વાંચી છે કાન્તાએ જણાવ્યું મારા વાંચવામાં આવી નથી. એટલે રમણલાલે હિંદુસ્તાનનું પાનું ફેરવી બતાવ્યું જુઓ વાંચો, કાન્તાએ વાંચ્યું ને વિચારમાં પડી રમણલાલ, પિતાજી ગુસ્સે થયા હશે. રમણલાલે કહ્યું કાન્તા ગુસ્સે તો થયા પણ તેમણે હવે ઘરની બહાર જવા સૂચવ્યું તો પણ તેમની દરકાર ન કરતાં હું ચાલ્યો આવ્યો મારી પાસે નહી તો હજુ પચાસ હજાર રૂપીઆ જેટલો આધાર છે ગમે તે વેપાર કરી કમાઇશું. આખરે તે મિલ્કતનો વારસ તો હુંજ છુંને કહી તેમણે પુનર્લગ્ન કરવું એમ નિશ્ચય કરી લગ્ન કરી નાખ્યું કે પાછું પેપરોનાં મોટાં મથાળાં હેઠળ લખાયું કે જાણીતા શેઠ માણેકલાલના પુત્ર રમણલાલે ધનપાલશાહ શેઠની પુત્રી કાન્તા સાથે કરેલું પુનર્લગ્ન તેની નીચે રીમાર્ક કરવામાં આવી હતી પૈસાના તોરમાં તણાઇ પૈસાદારની પુત્રીઓ અધર્મ કરતાં અચકાતી નથી તેનો આ આબેહુબ દાખલો લેવા જેવો છે. પિતાની મરજી ઉપરાંત કામ કરનારી પૈસાદારની પુત્રીઓ અખરે બાપનું નામ બોળી નીકળી ઇજ્જત ગુમાવે છે. આ ટીકા વાંચતાં માણેકલાલ શેઠ ગુસ્સે થયા તેમને હાલ અહીં રહેવા દયો ને આગળ તપાસીયે.

દાકતરને કાન્તા સાથે છુટા છેડા થયા પછી તેઓ કમળાના મકાન પર હવે નિશ્ચિત રહેતા કાન્તાએ દાકતરની ફજેતી કરવા મજે એક આરટીકલ લખ્યો તેમાં મથાળે લખ્યું હતું કે બ્હેનને બાયડી કરનાર દાકતર દાકતરના વાંચવામાં આ આવ્યું વિચારમાં પડયા એટલામાં એક કાગળ આવ્યો તે કાગળ

પોતાના પિતાનો હતો દાકતરે વાંચ્યો તેમાં લખ્યું હતું કે કંચનલાલને માલુમ થાય કે ઘણા વખતથી તમારી બેન ક તેને સાસરેથી હિંમત નામના મુનીમને લઇ નાસી ગઇ છે તેઓ મુંબઇમાં હોવાનું સંભળાય છે તો તું તપાસ કરજે ને જો તને મળે તો ખબર કરજે દાકતર આ કાગળ વાંચી વિચારમાં પડયા. શું આ કમળા તે મારી બહેન તો ન હોય જો તેમ હશે તો મારે મરવા વખત આવશે. ત્યાં પેપરવાળો પેપર લાવ્યો તે વાંચવા લાગ્યો તેમાં એક ઠેકાણે લખેલું હતું કે શેઠ અમરચંદના પુત્ર દાકતર કંચનલાલે પોતાની બહેન સાથે ઘર માંડયું તે ઘણું અઘટીત કાર્ય કહેવાય છે. પોતાની પરણેત સ્ત્રીને તેમણે છુટા છેડા આપી બહેનને બાયડી કરનાર ડોકટર? આ વાંચતાંજ દાકતર પોક મુકી રડવા લાગ્યા કમળા સમજી ગઇ કે જરૂર મારી ઓળખાણ જણાઇ ગઇ. છતાં સમજાવા માટે તે આવી દાકતર દાકતર આ શું કરો છો.

થઇ શાણા તમે સમજુ કરો છો આ શી ભવાઇ
બન્યા દાકતર ભણ્યા બી એ. છતાં લાગી શી નવાઇ
શું છે લખ્યું એ પેપરે લાવો મને વંચાવશો
બીના ખરી જે હોય તે મુજને તમે સમજાવશો.

દાકતર આ સાંભળી કમળાને કહેવા લાગ્યા કમળા! કમળા! મને માફ કર? મેં તારો ઘણો ગુન્હો કર્યો છે હવે જગતમાં મારૂં મુખ બતાવવા જેવું રહ્યું નથી કમળાએ શાન્તતા આપતાં જણાવ્યું ભાઇ? હવે તમો પસ્તાવો કરવો તજી દયો ને આગળનો વિચાર કરો તમો પેપરમાં લેખ મોકલો કે આરટીકલ

ખોટો છે. ને બ્હેનને બાયડી નહી છતાં ખરાબ રસ્તેથી સારે રસ્તે લઇ જવાથી બદનામ કરનારનું ચોક્કસ નામ ઠામ સાથે પેપરવાળાને પુછાવો પછી કોરટે કેસ ચલાવો. દાકતરને આ ઠીક લાગ્યું ને તેથી તેમણે પિતાને કાગળ લખ્યો કે કમળા મારા ત્યાં છે. કોઇ જાતની ફીકર ચિંતા કરશો નહિ. બાદ તેમણે પેપરવાળા ઉપર બદનક્ષીનો કેસ માંડયો તેમાં કમળાની જુબાની થઇ. કમળાના લાભમાં કામ ઉતર્યું ને આરટીકલ આપનારનો દંડ થયો પેપરવાળાએ રમણલાલ ઉપર કેસ મંડાવ્યો તેમાં રમણલાલ હાર્યો. પાંચ હજાર રૂપીઆ દંડ ભરવો પડયો.

આ તરફ કમળાને પરણનાર બુઢાએ કમળાના પિતા ઉપર કોરટમાં કેસ ચલાવ્યો તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે કમળાના પિતાએ કમળાને પાછી સોંપવી અગર તો લીધેલી રકમ કરતાં ડબલ રકમ વૃદ્ધ શેઠને પાછી સોંપવી. કમળાના પિતાએ કમળાને મોકલવા કંચનલાલને લખ્યું. કંચનલાલ લઈ પોતાના ગામમાં આવ્યા. કમળાએ હવે ગમે તેમ થાય પણ પોતાને સાસરે જવા ના પાડી. આથી અમરચંદને રૂપીઆ સોળ હજાર શેઠને આપવા પડયા. રૂપીઆ ભર્યા ત્યારથી અમરચંદના આયુષ્યના દહાડા પણ ભરાવા લાગ્યા. બેએક માસમાં તે ફીકરના માર્યા પૈસાની હાયમાં મરણ પામ્યા. હવે કંચનલાલના શીરપર ઘરનો બોજો પડયો એટલે તેમણે ઘર આગળ ગામમાં દવાખાનું કાઢયું ને પોતે ત્યાંજ રહેવા લાગ્યા. તેમનો ઘરસંસાર સુખરૂપ ચાલવા લાગ્યો. તો વાંચક ચાલો હવે તેઓ ને આનંદથી રહેતા જોઇ આપણે પણ બીજી તરફ આનંદ જોવા જઇએ.

# પ્રકરણ ૧૫ મું

## રંકનો રાય

ફરે જ્યાં લેખ વીધીના, બને તે રંકનો રાજા,
ન ખાવા ટુકડો પામે, તેઓ બનતા મહારાજા.

પ્રિય વાંચક ! ગત પ્રકરણ ૧૩ મામાં જણાવ્યા પ્રમાણે મનુ અબજોપતિ ગણાતા શેઠ લક્ષ્મીચંદને ત્યાં આવ્યા પછી તેના નામનું વીલ જાહેર કરેલું પણ પાછળથી તેમને પોતાની પુત્રી મોહીનીના પ્રેમની વાત જાણતાં વાત ઉલટાવી ઘર જમાઇ તરીકે વીલ કરી રાખવા વિચાર કર્યો ને તે પ્રમાણે પોતાની અગાધ સંપતીનો માલીક મનુને બનાવ્યો. હવે મોહીની તથા મનુનાં લગ્ન ખુલ્લી રીતે કરી ન શકયા. મોહીનીને એમ થયું કે મારૂં લગ્ન બીજે કરશે પણ મોહીની તથા મનુનો પ્રેમ દિન પ્રતિદિન દૃઢ થતો ગયો. મોહીની એક ઉડાઉ અને મોજીલી અને લાડકી છોકરી હતી પોતાની મરજી મુજબ રોજનો ખર્ચ કરતી કોઇ દિવસ પોતાના પિતાએ તેને ખોટું લાગે તેવું આચરણ આદર્યું હતું નહિ આથી તે ઘણી ઉછાંછળા સ્વભાવની હતી. કોઇ માણસના ગુણ દોષ તેના સહવાસ વિના સમજાય નહિ તેમ મોહીનીમાં ગુણ કે અવગુણ ભરેલા હશે તે મનુ સમજી શકશે નહિ પણ જ્યારે તેની સાથે લગ્ન કરવામાં આવ્યું ત્યારથી તેને તેનો સહવાસ થવા લાગ્યો. તેના સહવાસથી મનુ જરા

સમજી ગયો કે આ સંસાર સુખરૂપ પાર ઉતરશે નહિ કારણ કે તેના સ્વભાવને લીધે રોજ બખેડા જાગશે પણ હવે શું કરવું જે થયું તે થયું માની ઘણી વખત તેની પોતાના તરફની ગેર વર્તણુંકને આધિન થતો આથી મોહીની પણ સમજી ગઇ કે નીરાધાર બીચારાને કોઇનો આધાર નથી એટલે તે હવે કયાં જનાર છે વાંચક ચાલો હવે આપણે તેમના નવા શરૂ થયેલા સંસારને જોઇએ.

મોહીની પોતાના ખંડમાં આજે એક આયનામાં જોઇ માથમાં તેલ નાખી નાગણ સમા વાળને એવી તો સફાઇથી ઓળતી કે તેને તેના સૌંદર્યમાં મદદકર્તા થતા હતા. તેના ખીલતા જતા યોવનમાં દીનપ્રતિદીન આનંદની છાયાઓ પ્રસરવા લાગી પોતાનો ભાગ્યપતિ કોણ હશે તે બાબત તે વિચાર કરતી હતી. એવામાં એક બાવીસ વર્ષની ઉમ્મરનો નવયુવાન પુરૂષ કે જેને માથે કાળા રંગની ટોપી તથા બોરકીનું ખમીસ અને ઉમદા કોટ પહેરેલાં હતાં પગમાં રાણી છાપના બુટ તથા હાથમાં ચાંદીના મુઠા વાળી લાકડી પકડેલી હતી કાંડામાં સોનાની સાંકળીથી લગાયેલી ટકટક કરતી ઘડીયાળ જણાતી હતી. તેનું મુખારવિંદ ભવ્ય અને ભરાવદાર દેખાતું હતું. તેનું નામ સુંદરલાલ હતું ખરેખર સુંદરલાલ નામ પ્રમાણે દેખાવમાં પણ સુંદર હતા. તેમનાં માતપિતાએ તેમનું નામ રૂપ જોઇ પાડેલું હતું. જેવો તે ઉપરથી સફેદ જણાતો હતો તેવો હૃદયનો શુદ્ધ ન હતો. કારણ કે તેની ઘણી અફવાઓ પેપરોમાં પણ આવતી.

પણ તે આજે અહીં શા માટે આવ્યો હશે તે જાણવા માટે વાંચક અધીરો ન થા આગળ વાંચ કે તને સર્વ સમજાશે તેણે બહાર આવતાંજ બુમ મારી હતી કે ઘરમાં કોણ છે પણ જ્યારે જવાબ ન મળ્યો ત્યારે તે અહીં સુધી આવી પહોંચ્યો હતો તો હવે જોઇએ. કે તે શું કરવા માટે આવ્યો છે. અચાનક અજાણ પુરૂષને આવેલો જોઇ મોહીની બોલી.

મોહીની—તમો કોણ છો કોનું કામ છે?

સુંદરલાલ—મકાનમાં લક્ષ્મીચંદ શેઠ છે કે નહિ તેમનું જરી કામ હતું.

મોહીની—હાજી? તેઓ હાલજ બહાર ગયા છે થોડા સમયમાં પાછા આવશે.

સુંદરલાલ—ઠીક ત્યારે ત્યાં સુધી હું અહીં બેસું છું.

મોહીની—ખુશીથી બાજુના ખંડમાં બેસો.

સુંદરલાલ—ઠીક તસ્દી માફ કરશો.

આમ બોલી સુંદરલાલ બાજુના ખંડમાં જઇ બેઠા પણ તેને કંઇ ચેન પડયું નહિ કારણ કે મોહીનીનું રૂપ જોઇ તે દિવાનો બન્યો હતો. તે સ્વગત બોલવા લાગ્યો હે વિભુ! આ વિશ્વમાં આવી રંભા સમાન રૂપવતી રમણીયો કેટલી બનાવી હશે મારા જોવામાં ઘણી આવી પણ આવી હજુ સુધી જોઇ નથી. હું એમ સમજતો હતો કે મારી સ્ત્રી સિવાય બાજું કોઇ રૂપવાળી સ્ત્રી હશે નહિ. પણ આજે આ બાળાને જોતાં મારી

તમામ આશાઓ નિષ્ફળ થઇ બસ મોહીની ! મોહીની ! હવે મને તારા ગુલાબી બદન અને ગુલાબ સમ ગાલની મોહીની લાગી છે મોહીની શબ્દ તો તે પ્રેમનાજ બોલતો હતો તેનું નામ મોહીની છે તેવું તે જાણતો ન હતો.

મધુરૂ રૂપ તારૂં શું મધુરી મોહીની પ્યારી;
કરી ઘાયલ જીગર મારૂં, કટારી મોહીની મારી.
ઘવાયું છે જીગર મારૂં મધુરી તુજ વાણીથી;
બુઝાશે એ તૃષા મારી, પ્રિયા તુજ પ્રેમ પાણીથી.

આવ આવ ઓ મારા બળતા હૃદયના બુલબુલ તારી પાંખમાં આ તરફડતા તેતરને શાન્ત કર ? કહી હાથ પહોળા કરી ભેટવા માટે દોડયો.

આ તરફ બાજુના ખંડમાંથી આવતો જોઇ મોહીની તે તરફ જોવા માટે ગઇ તો આવેલા યુવકને પોતાના નામની માળા જપતો જોઇ તે પણ આશ્ચર્ય પામી. ને પોતાના મનમાં થયું કે ખરેખર ? આ કોઇ પ્રેમી પાગલ હોય તેવો ઇશ્કનો ખચ્ચર જણાય છે. તેનું રૂપ તો ખરેખર ભલભલી બાળાઓને મોહ પમાડે તેવું છે. જેનાં ભાગ્ય હશે તેને આવો ભરથાર મળ્યો હશે. હે વિભુ આવો સ્વરૂપવાન પતિ જો પિતા મારે માટે શોધે તો આના કરતાં ઘણું સારૂં. શું તેનું સૌંદર્ય ?

રૂપ જેનું જોઇને, રંભા એ રમવા ચા'ય છે;
ભેટું કહાં પ્યારા પ્રીતમ, મમ દીલડું મલકાય છે.

પણ એટલામાં સબુર કર પાપી મન? તું આ શું કરે છે તને ભાન છે કે તું કોણ છે. ને તે કોણ છે. જાણ્યા સિવાય ભોગી ભમરો જોઇ લલચાય છે. ચાલ મન પાછું ચાલ. કહી પોતાના ખંડમાં આવી. પેલો દિવાનો આશક ઘેલાની માફક મોહીનીના ખંડ તરફ આવ્યો. ને એક બાજુ જેમ કાષ્ટનું પુતળું ઉભું કરવામાં આવ્યું હોય તેમ ઉભો રહ્યો. મોહીની પણ તેના સામે જોઇ રહી સમય સમયનું કામ કર્યે જતો હતો. તેમાં એ કાન્તા એટલે પાછો કામ દેવનો સમય થયો મોહીની ઘડી પહેલાંના મનુના પ્રેમને ભુલી આ નવીન ભમર જોઇ ભરમાઇ ના હીંમત છતાં પરાણે તે બોલી.

વ્હાલા રસીક તમ કોણને શું આપનું એ નામ છે;
આવી ચઢયા કયમ આજ અહી એવું શું જરૂરી કામ છે.
સત્વર જણાવો દાસીને, પિતા તણું શું કામ છે,
કે ઇચ્છા હૃદયમાં અન્ય છે, માત્ર પિતાનું નામ છે.

કહો કહો રસકુંજના રસવિહારી રમણરાજ આપ કયા કારણથી અહીં આવી ચઢયા છો. સુંદરલાલ પણ ઇશ્કનો હોલ સેલ એજન્ટ હોવાથી મોહીનીના શબ્દોપરથી પોતાના પર આફ્રીન થયાનું જાણી ગયો. ને બોલ્યો.

આવ્યો હતો હું આજ અહીં મળવા ખરે તમ તાતને;
પણ તે મળ્યા મુજને નહીં ત્યારે મળ્યો હું આપને.

હું આપના પિતાને મળવા આવ્યો હતો પણ તેઓ ન મળતાં આપજ મળ્યા.

મોહીની—શું તેથી નારાજ છો ?

સુંદર—નારાજ નહિ પણ નાખુશ.

મોહીની—કારણ શું ?

સુંદર—કારણ એજ કે.........

મોહીની—કેમ અટકી ગયા, કહી નાખો. જે હોય તે, કે કહી અટકયા.

સુંદર-આપનાં પ્રેમબાણ ખટકયાં.

મોહીની—વાહ ! તમે કોઇ પ્રપંચી જણાવ છો ?

સુંદર—તો શું તમે કોઇ પાખંડી નથી.

મોહીની—કેવી રીતે.

સુંદર—નયનશરનું બાણ મારી આવેલા માણસને ઘાયલ કર્યો તેવી રીતે.

મોહીની—શું આપ ઘવાયા ?

સુંદર—ત્યારે શું નવાયા ?

મોહીની—વાહ મારા પ્રેમ પુજારી ?

સુંદર—ધન્ય છે મારી દીલદર દુલારી ?

મોહીની—લ્યો હવે તમે મા......રા થયા કે નહિ.

સુંદર—તો હવે બાકી રહ્યા કે શું.

મોહીની—તો માંડો રમત રંગરાગની.

સુંદર—શું આ જુગારખાનું છે.

અન્ય અવાજ—ના, આ કુટણખાનું છે.

મોહીની—વ્હાલા ! આ પ્રેમશાળા છે. ને યોવન વાડી છે. રંગરાગની રમત રમતાં આપને આનંદ આવશે.

ઢાળો પાસા પ્રેમના, બીછાવો ચાદર બદનની,
રમત રમો રંગરાગની, લ્યો મ્હેક યોવન પુષ્પની.
ચુંબન કરો ચતુરાઇથી, ખેલાવો આજે કર્મને,
વ્હાલી કહી ભેટો મને, આજે તજી તમ શર્મને.

આમ બોલતી તે સુંદરલાલને ગળે વળગી પડી સુંદરલાલ ચમકયો કારણ કે પારકા મકાનમાં આમ પ્રેમપાસા ઢાળવા તે નામ બદનામ કરવા જેવું છે તેથી તેણે તેને અલગ કરતાં કહ્યું. તમો વિચાર કરો આ શું થાય છે.

મોહીની—શું પ્રેમ સેતરંજ પથરાય છે.

સુંદર—આ શું છે ?

મોહીની—એ પ્રેમભુવન છે.

પ્રીતી તણું આ સ્થાન છે, પરવા જરી કરશો નહિ;
રમવા રતી સંગ રંગમાં, દીલમાં જરી ડરશો નહિ.

આમ બોલતી તે સુંદરલાલને વધુ ને વધુ ખેંચવા લાગી. ખેંચતાણ કરતાં સુંદરલાલનો હાથ છુટી ગયો તેમ તે સામી ભીંનમાં અફળાયો અવાજ સાંભળી ગુણલક્ષ્મી દોડી આવી ને આમ અજાણ્યા આદમી સાથે મોહીનીને જોઇ તેણે અજાણ થતાં પુછયું આ કોણ છે. મોહીની હવે ગભરાઇ તેથી પોતાને માથેથી કલંક ઉતારવા સુંદરલાલને માથે આળ ચઢાવા માંડયું. માતાજી ! આ માણસ કોઇ પિતાને મળવા આવેલ ને તે મને

મારા ખંડમાં પુછતો પાનાજીને શોધતો આવ્યો મેં જણાવ્યુ કે બહાર ગયા છે એટલે તે કેટલી વાર અહીં ઉભો રહ્યો પણ ખસ્યો નહિ એટલે મેં તેને જવા માટે જણાવ્યું પણ તે ખસ્યો નહિ એટલે મેં તેને બહાર કાઢવા પ્રયત્ન કર્યો ત્યાં ઉલટો મારા શીયળ પર તરાપ મારવા હીંમત કરી આગળ ધસ્યો તો મેં તેને ધક્કો માર્યો ને તેથી તે પછડાયો. ગુણલક્ષ્મી આ બનાવટી વાત સમજી ગઇ કારણ કે તેમના વચ્ચે થયેલી વાતચીત તેણે સઘળી સાંભળી હતી ને વચમાં ત્રીજો અવાજ તેનો આવ્યો હતો પણ મોહીનીના સાંભળવામાં આવ્યો ન હતો. પણ મોહીનીને તાવવા માટે તેણે પડેલા યુવકને કહયું.

તવંગરનો થઇ સંતાન અનીતી તેં કરી ભુંડા
તણાયો તેજે લક્ષ્મીના, થયા શા હાલ જો કુડા.

આમ ગુણલક્ષ્મી બોલતી હતી ત્યાં લક્ષ્મીચંદ આવી પહોંચ્યા તેમના સાંભળવામાં છેલ્લા શબ્દો આવ્યા તેથી તેઓ ત્યાં પ્રવેશતાંજ બોલ્યા બેટા! આ શું છે! ગુણલક્ષ્મીએ કહયું બેનને પુછો એટલે મોહીનીએ સઘળી ગુણલક્ષ્મીને જણાવેલી બીના કહી. ત્યાં પેલો પડેલો સુંદરલાલ કંઇ બબડવા લાગ્યો તે સર્વે સાંભળવા લાગ્યાં. મોહીની! મોહીની શું તેં મને આખરે આમજ કર્યું. તું મને આખરે તરછોડીશ! તું ગમે તેટલો તરછોડીશ પણ હું તારા પ્રેમને નહી ભુલું. તું મને ચાહે છે ને હું પણ તને ચાહું છું. તારા કહેલા શબ્દો તને યાદ છે. આવ આવ 'મને હવે ભેટ ? તે વખતે મને ભેટવાને મારો

પ્રેમ મેળવવા વલખાં મારતી હતી પણ મેંજ મુરખે તને તર-છોડી ત્યારે મારી આ દશા થઇ તેમાં તારો વાંક નથી ને તું કહેતી હોય તો તારા પિતાને તથા પેલા તારા થનારા મનુને કાલેજ મવાલીગો પાસે પુરા કરાવું પછી તું મારી ને હું તારો આ મિલ્કત આપણને મળશે ને આપણે અમન ચમન કરીશું કેમ વ્હાલી. આવી જાત કહી તે ઉઠી ભેટવા દોડયો તો લક્ષ્મી-ચંદને બાથ ભરી લક્ષ્મીચંદે લાત મારી કે પાછો પછડાયો કે તરતજ મનુ બહારથી આવ્યો આ દ્રશ્ય જોઇ તે તરતમાંજ સમજી ગયો કે જરૂર મોહીનીનું કંઇ પાપકર્મ હશે. તેણે પુછયું માતાજી ! આ શું છે એટલે લક્ષ્મીચંદે કહ્યું આ નાલાયક ઘરમાં પેસી મોહીનીને સતાવતો હતો આ સાંભળતાંજ મનુએ તેને હાથે ઉંચકયો ને મારતો મારતો તેને બારી નજીક લઇ ગયો દાગીના કાઢી લઇ તેને બારીયેથી ફેંકી દીધો બીચારો સુંદરલાલ દડાની માફક જમીન પર પડયો ને અધકચરો થયો ઘડી બેઘડી તે બેશુદ્ધ બન્યો ને જ્યારે જાગ્રત થયો ત્યારે જોયું તો પોતાના બેહાલ જોયા તેથી તે ત્યાંથી ઉઠી શરમાતો પાસેના બગીચામાં ચાલ્યો ગયો લોહીયાણ કપડાં કાઢી નાખી ખમીસ પહેરી બાગમાં બેસી રહ્યો ને રાત્રી પડતાં ઘેર ગયો જોયું વાંચક ઇશ્કનો અંજામ.

બુરાં કરવા કામને, જે દીલમાં લાવે કદા[1]
તે જન દુઃખી થાય છે વોરા લીધે શીર આપદા

---

૧ કદા=કોઇ દહાડો

નેકી તણાં જે કામ છે તેનું મળે ફળ પાંસરૂં
અનીતી તણાં જે કર્મ છે તેનું તો જાગે સાંસરૂં

એની માફક બીચારો બેહાલ થઇ ઘેર ગયો. આ તરફ મનુને ગુણલક્ષ્મીએ બોલાવ્યો ને સઘળી ખરી બીના મનુને જણાવી. મનુએ મોહીનીને તે બાબત સખત ઠપકો આપવા વિચાર કર્યો પણ તેના મને પોતે તરતજ ચેતાવ્યો કે ભલા માણસ પહેલેથી તું જાણે છે છતાં હવે શા માટે પસ્તાવો કરે છે માટે શાન્તતા ધારી જોયા કર પછી લક્ષ્મીચંદે પોતાના ગજવામાંથી એક પાકીટ કાઢી મનુને આપ્યું તે ચારે બાજુથી સીલબંધ હતું વાંચક તેની અંદર શું હતું તે તું જાણી શકયો હોઇશ ન જાણી શકયો હોઉં તો જાણ કે તેમાં મનુ આજે રંકનો રાય થવાનું લખ્યું હતું તો હવે આપણે ઘડીભર ઘણા વખતથી રહેલી કાશીને જોઇએ.



# પ્રકરણ ૧૬ મું

## કાશી ભીખારણ

મહેલે ઝુલતી સુંદરી, આજે બની ભીખારણ છે,
બેલી ન તેનું જગતમાં, નીચે છે ધરતી ને ઉપર આભ છે.

પ્રિય વાચક ઘણા વખતથી પૈસાનો તોર રાખતી કાશીને હવે તપાસીએ. કારણ કે આજ સુધીની ચડતીનાં તેનાં સુપ્રો

જોયાં તો પડતીનાં પણ થોડાં દુઃખો જોવાંજ જોઇએ. કમળાના ગયા પછી ને રમણલાલ તથા કાન્તાના લગન પછી કાશીની ટંકશાળ ઓછી થવા લાગી કારણ કે દાક્તર કંચનલાલ પણ વતનમાં ગયેલા હતા એટલે ગણજાણની કમાઇથી તાગડધીન્ના કરી **કાશી હવે વાઘની માસી બની.** કોઇ ભૂલેચુકે તેની મુલાકાત લેતું ને ઘણા વખતથી આ ધંધો કર્યાથી શરીર પણ દદડવા લાગ્યું ને તેને એક જાતનો રોગ લાગુ પડયો હતો. હવે ઘણી વખત માંદી થતી તેને મટાડવા માટે ભીમો ઘણા પૈસા ખરચતો આમ એક વર્ષ વીત્યું, તેવામાં ભીમો એકાએક એન્ફુલ્યુઅન્ઝામાં સપડાયો. તેને અગ્નીદાહ દેવડાવ્યો. હવે પોતે નીરાધાર બની છે, એમ જ્યારે કાશીને ભાન થયું ત્યારે તે પસ્તાવા લાગી. આખરે મકાન તથા તેની પાસેની મીલ્કત સર્વ ગુમાવી. નોકર ચાકર સર્વે સહુને રસ્તે પડયાં. એક વખતની કહેવાતી પૈસાદાર કાશી પાછી ભીખારણ બની કારણ કે તેને તેનાં કરેલાં કર્મોની સજા કરવાનો હુકમ કીરતારની કોરટમાંથી નીકળી ચુકયો હતો. કાશી હવે મકાન છોડી પ્રથમ જે શેઠના મકાનમાં રહેતી હતી તે શેઠને ત્યાં ગઇ. તેણે જઇને શેઠને પોતાને માટે ઓરડી આપવા કહ્યું પણ શેઠે તેને ચોકખી ના પાડી, કારણ કે તેના દીદાર જોઇ હરકોઇ તેને તુચ્છકારી કાઢતું. જે કાશી પહેલાં ખીલેલા પુષ્પ સમ લાગતી તેજ કાશી અત્યારે શમશાનની ડાકણ જેવી દેખાતી હતી, જેના દાંતો દાડમની કળીની સરખામણી કરતા હતા • તેજ દાંતો અત્યારે

હીંસક પ્રાણીના આગલા દાંતો જેવા જણાતા હતા. જે ગાલોને ચુંમવા કોટયાધીપતિના સંતાનો પણ ભમતા હતા તેજ ગાલોની લાલી જતાં ગરીબનાં છોકરાં ટપલીયો મારવા સરખા થયા હતા. જે ભમર ભોગી મનુષ્યોને ભોળવી પૈસા પડાવતી તેજ ભમર આજે નાગણ સમ જણાતી હતી. આવી સ્થિતીમાં તેનું બેલી કોણ થાય.

ચઢતી મહીં લાખો જણા, હાજી હા કરતા ફરે;
પડતી મહીં ચાનાર પણ, નીંદા બધે કરતા ફરે,
ચઢતી મહીં વિચાર કરવો, પડતી તણો ના સ્હેલ છે;
ચઢતી નીભાવે સર્વ કો પડતી નીભાવવી મુસ્કેલ છે.

તેની માફક કાશીને હવે પેટ માટે ફાફાં પડવા લાગ્યાં. ગલી ગલી તથા ઘેર ઘેર **માઇ કોઇ ટુકડો ભીખારણને આપો** કહી ફરતી પણ કોઇ ભાગ્યેજ નાખતું. કારણ કે તેને ઘણા ખરા તો ઓળખતા તે અને તેનું રૂપ જોઇ છોકરાંઓ પોળમાં પેસવા દેતા નહિ તે સાંજના વખતે ચોપાટી પર ફરવા ગયેલા માણસો પાસે પાઇ પઇસો હાથ લાંબા કરી દીનવદને માગતી. જે કાશી આ ચોપાટી પરના મનુષ્યોને એક ઇશારે ઘાયલ કરી નોટ પડાવતી. તેજ કાશી અત્યારે બુમો પાડતી સલામો ભરતી પણ એક બદામ મેળવી શકતી નહિ. ઘણા ખરા સારા માણસો તેને ઓળખતા કે તે એક કસબાણ હતી. તેઓને તેની દયા આવવાથી પાઇપઇસો આપતા. કાંયક હજુ તેના પ્રત્યે કુદરત હજુ કૃપાળુ હતી કે સાંજ પડતાં

ચાર છ આના મેળવતી પણ હજુ તેના કૃત્યોનો બદલો મળવો હજુ ઘણો દૂર છે તેણે પ્રથમ કાન્તાને જઇ દાકતરને તથા કાન્તાને પોતાની વાત જણાવવી ને કંઇ મદદ મળે તેવો બંદોબસ્ત કરી બાકીનું જીવન ઇશ્વર ભજનમાં ગાળવા નિશ્ચય કર્યો તેથી તે તે તરફ જવા નીકળી તો કાન્તા અને રમણલાલ માર્ગમાં જતાં જોયાં, તેમને જતાં જોઇને કાશીએ ગાડી ઉભી રખાવી એક ભીખારણ હાલતમાં કાશીને જોઇ કાન્તાને દયા આવી ને રમણલાલને પણ દયા આવી. કારણ કે ઘણા વખત સુધી અથાગ સંપત્તિ ખવડાવી ને હવે તેને મદદ ન કરે તો માલીકનો ગુન્હેગાર ગણાઉં એમ રમણલાલના મનને થયું તેથી તેણે કાન્તાને કહ્યું વહાલી ? આને આપણે ઘેર રાખીએ તો શી હરકત છે. કાન્તાએ ચોકખી ના પાડી કારણ કે જેણે એક વખત પોતાની દુષ્ટ વાંચ્છનાઓ પુરી પાડવા માટે સામાના હિતને ન જોયું. તેવી કમજાતોને તો પાળવા શું પણ મરચાંના તોબરા બાંધી બેસાડી રાખવાં જોઇએ. આ સાંભળી કાશી ભીખારણ બોલી કાન્તાબા તમે ખરૂં કહો છો મેં ઘણી અનીતી કરી તે સાથે હું આપની એક મહાન અપરાધી છું તે એજ કે મેં જ્યારથી આપનું મકાન છોડયું ને અડધો સુખથી મળતો રોટલો તજી આખો ખાવા ગઇ તો આ દશાએ પહોંચી. મારાં કરેલાં મને નડયાં. જો મેં આપનું પાકીટ છુપાવ્યું ન હોત તો મારી આ દશા ન થાત. આ સાંભળી રમણ તથા કાન્તા બોલી ઉઠયાં શું તુંજ કાશી તેની દાસી તારી. આ દશા. કાશીએ

કહ્યું હા બેન, હું એજ દશાને લાયક છું. મારી દયા ખાવા જેવી નથી. મારે તમારી પાસે એટલીજ ભીખ માગવાની છે કે તમારા કરેલા અપરાધની ખરા અંતઃકરણથી ક્ષમા આપો તો હું મારા જીવનને ધન્ય માનીશ ને મારૂં બાકી જીવન ગમે તેમ કરી ગુજારીશ. કાન્તાએ તેને આશ્વાસન આપતાં કહ્યું. કાશી જો પ્રથમથી તું આવું સમજી હોત તો તારી આ દશા ન આવત એમ કહી તેણે તેને પોતાને મકાને રહેવા જણાવ્યું પણ કાશીએ જવા ના પાડી એટલે રમણલાલે તેને ચાર ગીની તેના નિર્વાહ માટે ને દવા કરવા માટે આપી કાશી તે લેતાં મુખથી બોલાઇ જવાયું કે પ્રભુ આપનું કલ્યાણ કરો. કહી ચાલવા લાગી. રમણ અને કાન્તા ફરી પાછા મકાનપર આવ્યાં. કાશી જઇ ધર્મશાળામાં રહી દિવસે દિવસે હવે તેનું દર્દ વધવા લાગ્યું હવે તેનાથી ઉઠાતું બેસાતું ન હતું તે આવી સ્થિતિમાં એકાએક મરણ પામી. વાંચક ! તેના કૃત્યનું ફળ ભોગવી તે બાકી રહેલા કર્મનું ફળ ભોગવવા પ્રભુ દરબારે પહોંચી ગઇ તેના શબને સુધરાઇ તરફથી ઘસડી નાખવામાં આવ્યાં તેને તપાસતાં તેની પાસેથી ચાર ગીની નીકળી.

જેવી જગમાં કરે કરણી તેવી સદા ફળે છે;
બદલો ભલા બુરાનો અહીંનો અહીં મળે છે.

બિચારી કાશી આ સંસારથી ત્રાસી પ્રભુ દરબારે પહોંચી ગઇ. આ તરફ પોલીસના પંજામાં સપડાયેલો હિંમત દવાખાનામાં

રહેવાથી કંઇ તબીયતમાં સુધારો થવા લાગ્યો પણ બીચારાના હાથ પગ કાપી નાખવામાં આવ્યા એક પગ ને એક હાથ આવી સ્થિતિમાં પોતે શું કરવું તે પણ કળી શકયો નહિ તેને હવે દવાખાનામાંથી રજા આપવામાં આવી તે ગાડીમાં બેસી પોતાના મુકામે આવ્યો. ને તે તેવી સ્થિતિમાં પોતાના શેઠને ત્યાં ગયો તેને જોઇ શેઠ હસવા લાગ્યા. પણ તેની આવી હાલત જોઇ શેઠે તેને પોતાને ત્યાં રાખ્યો એક દિવસ તે શેઠના બાગમાં ભોંય પર ઘસડાતો ચાલતો હતો તેવામાં સાપ જાળામાંથી નીકળ્યો ને હિંમતની નજીકથી જતાં હીંમતના ભોંયપર ટેકવેલા હાથને ડંશ કર્યો સાપનું ઝેર શરીરે ચઢી ગયું હિંમત તરત મરણ પામ્યો. શેઠે તેને બાળી મુકાવ્યો. તેનો પણ આત્મા આ લોકની યાત્રા પૂર્ણ કરી પરલોક ચાલ્યો ગયો.

હાથે કર્યાં સૌ ભોગવે, ના દોષ તેમાં કોઇનો;
સુજે નહિ જ્યાં આંખથી ત્યાં દોશ શાનો સોયનો.
કુવે પડે દીવો લઇ, એ દેખત અંધા સમા;
તેવા જનોને કહો પ્રભુજી કેમ આપે ત્યાં ક્ષમા.

તો વાંચક ચાલને હવે આપણે બાકી રહેલા રતનલાલના પિતાને તપાસીયે કે પુત્રીનાં લગ્ન કેવાં કરે છે.



# પ્રકરણ ૧૭ મું

## સુશીલાનું સગપણ

સગપણ કરવા પુત્રીનું, ખર્ચો કર્યો પણ વ્યર્થ છે;
રમણ આવ્યો છે નહિ તેથી ગુમાવ્યા [1]ગર્થ છે

પ્રિય વાંચકગણ ! આપણે સર્વેને ધીમે ધીમે તપાસી ગઇ હવે માત્ર જુજજ વ્યકિતઓ તપાસવી રહી છે તેમાં ઘણા વખતથી સુશીલાનું સગપણ લક્ષ્મીચંદના દત્તક પુત્ર મનુ સાથે કરવાનો વિચાર માણેકલાલ શેઠનો હતો ને તેમણે તે દિવસે ચોકખો જવાબ નહિ આપવાથી માણેકલાલ શેઠ આજે ફરી તેની તપાસ કરવા માટે આવ્યા હતા. લક્ષ્મીચંદ દુકાને હતા ને મનુ જમવા માટે ગયો હતો માણેકલાલે લક્ષ્મીચંદને પૂછયું કેમ શેઠજી તે દિવસે આપણા મનુભાઇ સાથે અમારી પુત્રીનું સગપણ કરવા માટે જણાવેલું તેનો વિચાર આપે કર્યો હશે. લક્ષ્મીચંદ હવે વિચારમાં પડયા કારણ કે તેમનો વિચાર પોતાની પુત્રી સાથે કરવાનો હતો એટલે તેઓ લગ્ન નહિ કરવા માટે આનાકાની કરવા લાગ્યા. જો તેઓ ના કહે છે તો તેમનો ઘણા દિવસનો ઘાટો સંબંધ તુટી જાય ને માણેકલાલને ખોટું લાગે. જો તે એમ કહે કે લગ્ન કરી નાખ્યું તો પોતાની આબરૂ જાય છે. હવે

---

૧ ગર્થ=પૈસો

શેઠને તો સાપે છછુંદર ગળ્યાનું થયું.

ધનવાનોને આબરૂ સંભાળવી મુશ્કેલ છે.
એ બાંધતાં મહેનત પડે, ગુમાવવી બહુ સ્હેલ છે.
છે ધર્મ સંકટ શેઠને, તે કેવી રીતે ટાળવું,
લગન કરે ના મનુનું શું બાનું તેવું કાઢવું.

આવા ધર્મસંકટમાંથી કેમ ઉગરવું તે લક્ષ્મીચંદને સુઝયું નહિ તેથી તેમણે મનુની માતાના ઉપર લગ્નનો સર્વ ભાર નાખ્યો. એટલે લક્ષ્મીચંદ અને માણેકલાલે ઘેર જવા નિશ્ચય કર્યો. એટલામાં જમી પરવારી મનુ દુકાને આવ્યો એટલે બંને ઉઠી ઘેર ગયા પછી ગુણલક્ષ્મીને શેઠે બોલાવી. એટલે તે આવી લજ્જા અને સભ્યતાથી તે એવી ઉભી રહી એટલે લક્ષ્મીચંદે પુછયું બેટા ! આ રતનલાલના પિતા પોતાની પુત્રીનો વિવાહ આપણા મનુ સાથે કરવા માટે કહે છે. તેમાં મને સમજણ ન પડવાથી તમોને પુછવા માટે આવ્યા છીએ ગુણલક્ષ્મી મોહીનીનાં સર્વ કાવત્રાં જાણતી હતી તેથી તેનો વિચાર જો રતનલાલની બહેન સાથે લગ્ન થાય તો ઘણું સારૂં આમ મનમાં વિચાર કરવા લાગી પણ કંઇ જવાબ ન આપ્યો આથી માણેકલાલે કહ્યું કેમ ! શું વિચાર કરો છો વિચાર કરવા જેવું છે નહિ કારણકે તમો થોડાં ઘણાં તો જાણીતાં છો એમ રતનલાલના નામ જાણવાથી સમજાય છે તો હવે વિચાર શા માટે કરવો જોઇએ. ગુણલક્ષ્મીએ લક્ષ્મીચંદ શેઠના ઉપર પોતાનાપર આવેલું સંકટ ઢોળી પાડયું. લક્ષ્મીચંદે મને કમને લગ્ન કબુલ કર્યું

આથી તે નાળીએર તથા ચાંલ્લો લઇ ગોરને મોકલવાનું કહી વિદાય થયા.

તેમના ગયા પછી લક્ષ્મીચંદે ગુણલક્ષ્મીને કહ્યું બેટા! મારી સઘળી ઉમેદ જતી રહી. કારણ કે મારો વિચાર મોહીનીને મનુ સાથે પરણાવવાનો હતો પણ માણેકલાલને મારાથી ના ન કહી શકવાથી હું આપની પાસે લાવ્યો તોય પણ આખરે મારે કબુલ કરવું પડયું. હશે! ચાલો જે થશે તે આગળ પર જોઇ લેવાશે. બીજે દિવસે ગોરજી મહારાજ માણેકલાલ તરફથી નાળીએર ને ચાંલ્લો લઇ સવારના પહોરમાં આવ્યા. આ વખતે મનુ તથા મોહીની ને ગુણલક્ષ્મી તથા લક્ષ્મીચંદ સર્વે ચા પીતા હતા ત્યાં ગોરજી મહારાજ આવ્યા. તેમને સર્વેએ આદરમાન આપી બેસાડયા. ગોરજીએ નાળીએર તથા ચાંલ્લાના રૂપીઆ શેઠની આગળ મુકયા. શેઠજીએ પોતાના ગોરને બોલાવ્યા ને પોતાનાં સગાંસ્નેહી બૈરાંને એકઠાં કરવા કહ્યું. બૈરાં આડોશી પાડોશીનાં આવ્યાં ને ગીતાં ગાવા લાગ્યાં. બાદ સર્વેને સાકરના પડીઆ આપવામાં આવ્યા. સર્વે લઇ પોત પોતાને મકાને ગયાં બાદ હવે લગ્નની તઇયારીઓ કરવા માંડી સગે સ્નેહીએ કંકોત્રીઓ મોકલવામાં આવી.

આ તરફ માણેકલાલ પોતે ઘેર આવી પોતાની પુત્રીને સઘળી વાત કરી શુશીલાએ પોતાના ભાઇ રમણલાલને બોલાવા માટે કહયું એટલે પિતાએ જણાવ્યું કે ન્યાતવાળા ન્યાતબહાર મુકે માટે તે તો નજ બને. શુશીલા બીચારી નિરૂપાય બની.

એટલામાં ગોરજી લગ્ન નક્કી કરી આવ્યા હવે લગ્નની તૈયારીઓ થવા લાગી. સ્નેહી સગાંમાંથી માણેકલાલે બૈરાંને પહેલાં તેડાવ્યાં એટલે તેઓ આવી લગ્નની તૈયારીઓ કરવા માંડી. એક દહાડો સુશીલા પોતાના ભાઇને મળવા માટે ગઇ અહા ! શું બંધુ પ્રેમ ?

જો હોય શાણી બેન તો નીજ ભ્રાતને ભૂલે નહિ,
હોય ભલે ધનવાન ઘેર પણ લક્ષ્મી મહી ડુલે નહિ.
ગરીબ ભલે હોય ભાઇ પણ એક માતનાં બાળક ખરાં,
લાખો મળે સ્નેહી ભલે પણ સર્વ તેઓ વેગળાં.

સુશીલા રમણલાલના મકાન પર આવી ત્યારે કાન્તા તથા રમણલાલ બેઠા હતા. સુશીલા પણ ત્યાં આવી ઉભી રહી તેને જોઇ રમણલાલ ઉઠી તેને બોલાવા ગયો. હસતાં હસતાં બેનને કહ્યું કેમ બહેન આજે ઘણા દિવસે આ તારા વિયોગી ભાઇની ખબર લીધી શું ? આટલા દિવસ ભાઇ પણ ન સાંભર્યો. ખેર પિતાજીએ મને રજા આપી ન્યાતે ન્યાતબહાર કાઢયો તેનાથી મને જરી અસંતોષ નથી પણ તેં મને ત્યજ્યો તેથી મારા જીવને જરી ઉત્પાત થયો. આમ બોલતાં તેની આંખમાંથી આંસુ નીકળવા લાગ્યાં. અહા ! શું ભગીની પ્રત્યે નિર્દોષ પ્રેમ સુશીલાને પણ ઓછું આવ્યું તેણે રડતાં રડતાં ભાઇને કહ્યું ભાઇ ત્યારે શું તમે મારા લગ્નમાં નહી આવો ? રમણલાલ ચમકયો શું બેન તારૂં લગ્ન ને તે કોની સાથે કયારે થવાનું છે ખરેખર મને ખબર નથી સુશીલા જરી કટાક્ષ કરતાં બોલી ભાઇ ! તમોને શાની ખબર હોય ? કારણ કે અમારાં કાન્તા ભાભીની પાસેથી

જરા બેનની તપાસ કરવા આવો ત્યારેને ખબર પડે. કેમ ખઈને ભાભી ? કાન્તા અત્યાર સુધી ચુપ બેઠેલી તે બોલી સુશીલા બેન તમારા ભાઇ ગમે ત્યાં જાય તેમાં મારે શું કંઇ ઓછી કોઇની ચોરી કરી છે તે શરમાવાનું હોય. પણ તેઓ આજ સુધી પિતાજીના પૈસે પરમાનંદ કરતા હતા તે હવે જાતકમાઇ કરવામાં મહેનત કરવા આગળ કયાંથી જઇ શકે. પણ તમો કેટલાં ભાઇ કે ભાભીને મળવા આવ્યાં ઉલટી સુશીલા ઝંખવાણી પડી ને પોતે બોલી તે પોતાની ભુલ પોતાને માલમ પડી. તેથી તે બોલી ભાભી ? તમોને ખોટું લાગ્યું હોય તો માફ કરશો લ્યો હું આ ચાલી. કહી ચાલવા માંડયું તેને જતી અટકાવી કાન્તાએ કહ્યું સુશીલા બેન લ્યો આ તમારા લગ્નમાં ચાંલ્લો. કારણ કે ત્યાં આવવાથી કદાચ તમારા પિતાજી ગુસ્સે થાય તેમ ન થાય તે માટે અમારાથી આવી શકાશે નહિ કહી તેણે એક હાર આપ્યો. બાદ રમણલાલે પોતાની બહેનને એક સાચા હીરાની વીંટી તથા તથા હજાર રૂપીઆના નોટ આપ્યા સુશીલા સર્વે લઇ ઘેર ગઇ આ વખતે માણેકલાલ મકાનમાં હતા સુશીલાને હરખાતી આવતી જોઇ માણેકલાલે પુછયું બેટા કયાં ગઇ હતી. સુશીલાએ કહ્યું પિતાજી, હું મોટાભાઇને મળવા ગઇ હતી. તો તેમણે આ વીંટી ને હજાર રૂપીઆ મને આપ્યા, ને ભાભીએ આ હાર આપ્યો. શેઠ હાર જોઇ ખુશ થયા કારણ કે હાર લગભગ પાંચેક હજારનો હતો. શેઠને આ વખતે એમ થયું કે ભલે ન્યાત ન્યાતબહાર મુકે પણ રમણ તથા કાન્તાને તો બોલાવવાં ને

તેટલા માટે નોકરને બોલાવા માટે મોકલ્યો. પણ નોકર બીચારો જઇ પાછો આવ્યો ને જણાવ્યું કે મોટાભાઇએ કહેવરાવ્યું છે કે મને આવવામાં કોઇ જાતનો વાંધો નથી પણ આપનું બદનામ થાય ને ઘરડે ઘડપણ આપને કોઇ કંઇ કહે તે માટે માફ કરશો છતાં શેઠનું મન જરા કચવાવા લાગ્યું પણ નિરઉપાયે ન્યાતના આગળ શું ચાલે ? માની બેસી રહ્યા. લગ્નમંડપ ઘણા ખર્ચથી બનાવવામાં આવ્યો હતો. કાન્તાના લગ્ન કરતાં ચારઘણા ખર્ચથી મંડપ તૈયાર કર્યો હતો. પણ તે સર્વ કાન્તાની માફક નિસ્તેજ જણાતું હતું કારણ કે કાન્તાના લગ્ન વખતે સર્વને ધનપાળશાહનો શોક ને સુશીલાના લગ્ન વખતે પુત્રનો વિયોગ એટલે ઉત્સાહ અને આનંદ અમુક વ્યકિતના મન પર જણાતો નહિ.

લગ્નને દિવસે જાન આવી તેમને ઉતારો આપ્યો બાદ સામૈયું થયું જાન જમવા ચાલી. માંડવે જમવા બેઠી કેટલીક જાતનાં ભાત-ભાતનાં જમણ તૈયાર કરેલાં પીરસાઇ ગયાં સર્વે આનંદથી જમી ઉઠયા બાદ વર કન્યાને પરણાવવા માટે ચોરી પાસે લાવ્યા બ્રાહ્મણો વેદ મંત્રોચ્ચાર કરવા લાગ્યા બૈરાં ગીતો ગાવા લાગ્યાં વાજાંના ઘોર તથા બ્રાહ્મણોના શોરથી આખો મંડપ ગાજી ઉઠયો હતો અત્યારે મંડપની શોભા ઇંદ્રભવન સમ લાગતી હતી જોનાર ત્યાંજ સ્તબ્ધ બની જતું કન્યાદાન દેવાનો સમય થયો. એટલે માણેકલાલે વીશ હજાર રોકડા ને ચાર હજારના દાગીના તથા તેને એક હીરાની વીંટી

કન્યાદાનમાં આપી. પોતાનાં સગાં તરફથી કન્યાના ચાંલ્લામાં આશરે બે હજાર રૂપીઆ આવ્યા. વરકન્યા પરણી ઉઠયાં બાદ જાનને બે દિવસ રિવાજ મુજબ રાખી સારા પ્રકારે સર્વેની સારવાર કરી સર્વે સંતુષ્ટ થયા. બાદ ચોથા દિવસે જાન જવાની તૈયારી કરવા લાગી. સવારમાં જાન જવા લાગી. એટલે શુશીલાને પણ વળાવી. શુશીલા હવે પિતાનું ધામ છોડી પતિધામે આવી. શુશીલાની કહેવાતી નણંદ અદેખાઇની આગથી સળગી ઉઠી કારણ કે પોતાના ઉપર શોકય આવી તેથી તેને પણ તેના પર ખાર ને ઇર્ષા આવે તેમાં નવાઇ નથી. શુશીલા દશ દિવસ રહી પિતાને ઘેર ગઇ એટલે હવે મોહીનીએ પોતાનું પોત પ્રકાશવા માંડયું ને મનુને રોજ બાળતી કે આ તમારી નવી સગલી તો તમને બહુ ગમતી હશે ખરૂ ને? આથી મનુ બીચારો ચુપચુપ સહન કરતો. તે જેમ જેમ સહન કરતો તેમ તેમ મોહીની તેને વધુ બાળતી ને રાત્રી દિવસ વધુ ને વધુ બાળતી. બીચારો મનુ મુગે મોઢે સહન કરતો પોતાના દુઃખની કથની માતાને જણાવતો તેને તે દિલાસો આપી સમજાવતી. આથી મનુના મનનો ઉદ્વેગ ઓછો થતો.

છાયા કરો હૈમ[1] છત્રની પણ ઉરને ના આપતી,
શીતળ છાયા નીજ માતની, હૃદય કષ્ટને કાપતી.
આ જગતમાં માતા સમાન, ના વ્હાલ કોનું તો રહે.
નીજ પુત્રને કરવા સુખી, પોતે ઘણાં કષ્ટો સહે.

---

૧ હેમ=સોનુ

તેવી રીતે ગુણલક્ષ્મીએ કેટલાં સંકટો વેઠયાં તે વાંચક જાણે છે છતાં જ્યારે સુખ મળ્યું ત્યારે પાછી આ ઉપાધી. હવે આ વાત કરવી કોને, તેથી તે બિચારી મનમાં મુંઝાયા કરતી હતી. પણ શું કરે. પરાધનતા એ મહા બુરી છે.

પરાધીનતા બુરી બેડી, મનુષ્યને એ લીયે જકડી,
ગણાતો શેઠ પોતાનો વીના ગુન્હે લીયે પકડી.
તવંગર તો દમામોમાં ગરીબો મારતા ગરદન,
ગરીબોનાં ગળાં રેંસી, પછી એ તો કરે મરદન.

તેની માફક મનુ તથા ગુણલક્ષ્મી પરાધિનતામા પડેલાં હોવાથી મોહીની માટે એક શબ્દ લક્ષ્મીચંદને કહી શકતાં નહિ વાંચક ચાલ આપણે હવે મોહીનાની આગને જોઇએ કે તે કેવું સ્વરૂપ ધારણ કરે છે ને પૈસાદારની પુત્રીઓ પૈસાના તેજમાં ગરીબોને કેવી ગરદન મારે છે.



# પ્રકરણ ૧૮ મું.

## વ્હાલી કે વાઘણ

આગ સળગી વેરની, એ વેર લેવા જાય છે;
બુરૂ ચાહે સામા તણું, તો પોતે દુઃખી થાય છે.

વાચકને યાદ હશે કે ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે મનુએ શુશીલા સાથે લગ્ન કર્યું ત્યારથી મોહીની તેના પ્રત્યે તિરસ્કારની નજરે જોતી હતી કારણ કે શોકયની શુળી તેને સાલ્યા કરતી હતી શુશીલા તેને પીયેર ગઇ એટલે એક દિવસ મોહીની મનુના ખંડમાં આવીને એક પડેલી ખુરશી પર બેઠી આ વખતે તેનો ચહેરો જોઇ મનુ સમજી ગયો કે તે ઉદાસ છે પણ તેને પુછવા હિંમત કરી શકયો નહિ કારણકે તે સારી પેઠે જાણતો હતો કે તેના હૃદયમાં શોકયની હોળી સળગી રહેલી છે. છતાં તેણે તેને પુછયું.

મનું—વ્હાલી! આજે કેમ ઉદાસ છો?

મોહીની—તમારા પાપે?

મનુ—એવાં કયાં અમારાં પાપ?

મોહીની—અમારા ઘરમાં રહી સુખી થયા ત્યારેજ તમે પૈસાદારની પુત્રી સાથે પરણવા તૈયાર થયા.

મનુ—તેમાં મારો શો દોષ પિતાજીએ કર્યું તેમાં મને શું પિતાજીને તમારે જણાવવું હતું હવે નાહક મારા પર ક્રોધ ન કરો. હજુ તમારૂં લગ્ન તો થયું નથી ને?

મોહીની—શું હજુ લગ્ન નથી થયું ત્યારે શું છીનાળવું થયું છે. સામાને ગરદન મારી હવે છુટવા માર્ગ શોધો છો આ પેલી તમારી મા રાંડે મારૂં ઉંધુ વાળ્યું. ભીખારી વેશે આવીને આશ્રય મળ્યો એટલે હવે આખી શેઠાણી થઇ એતો ઠીક છે હું કોઇને ઘરની આબરૂ ઉઘાડતી નથી નહીતો ફજેત કરી નાખું.

મનુ—મોહીની જીભને અટકાવ નાહક બીચારી નિર્દોષ માતાને એક પણ શબ્દ ન બોલીશ ને તેથી ઉલટી જીભાન કરીશ તો પછી કંઇ જુદીજ વાત થશે?

મોહીની—શી જુદી વાત કરશો તામરી માનું પાપ કર્મ તમે જાણો છો.

મનુ—શું તેનું પાપ કર્મ.

મોહીની—પિતા સાથે પ્યાર?

મનુ—મોહીની? બંધ કર, તારી ઝુલી બોલતાં અચકાવ નહિતો અત્યારે તને સજા ભોગવવી પડશે.

મોહીની—શું તમે સજા કરશો. ને તે મને? મનુ સમજો! હજુ તમે મારી કૃપાથી ટુકડો ભાખરી પામો છો તેનો ખ્યાલ કરો.

જીવન નભાવો તમતણું, ટુકડા અમારા ખાઇને
પળ એકમાં દુઃખી કરૂં, તમને અને તમ [૧]આઇને.
મારી મીઠી નજર રહી છે ત્યાં સુધી અહીં વાસ છે;
કરડી નજર મારી થતાં તમ સર્વનો વિનાશ છે.

૧ આઇને—માને

મનુ—શું તારા ઉપરજ આ દેહ ટકાવી છે.

પરવા નથી તારી અને તુજ બાપ કે લક્ષ્મી તણી
નૈયત હશે અમ સાફ તો લક્ષ્મી મળશે તો ઘણી
બદનામ જગતમાં થાય તો જીવન નકામું જાણવું
કરી મુખ કાળું જગતમાં શા માટ જીવન ગાળવું.

મોહીની—મનુ! આ તારી ડંફાસ ઘડીભરની છે હમણાં પિતાજી આવશે એટલે જો તારી બાડી દશા થશે.

મનુ—શું પિતાજી મને કાઢી મુકશે પરવા નહિ. પણ અસત્યને તાબે નહિ થાઉં.

ભલે આખું જગત કોપે છતાં ના સાથને છોડું,
ડરૂં કીરતારના ડરથી અધર્મે હું નહીં દોડું.
છે જીંદગી આ તુચ્છ તો શા માટ પાપો હું કરૂં,
આખર જવું છે જો મરી તો પાપ કુપો કેમ ભરૂં.

એટલામાં ગુણલક્ષ્મી ત્યાં આવી મોહીની તથા મનુનું ભાષણ તેણે સાંભળ્યું હતું તેથી તે આવતાં વારજ બોલી મોહીની શું હું પિતાજી સાથે પ્યારમાં પડી છું તે તુજ મનુને કહે છે નાદાન છોકરી નાનામાંથી ખોટી વાત કરતાં જરી શરમાતી નથી શું તારા બાપને ત્યાં રહ્યાં એટલે અમે ગરીબ હર્યાં. ગરીબ તો ખરાં પણ તમારા કરતાં પવિત્ર. મોહીનીએ હવે ભયંકર રૂપ ધારણ કરવા માંડયું હા, હા. પિતાજી સાથે તમે પ્યારમાં પડ્યાં છો.

પિતા કહી કરો પ્યારને ઉલટાં દબાવો છો મને
છુપો તમારો પ્રેમ એ, જાહેર કરીશ હું સર્વને

મનુ વચમાંજ બોલી ઉઠયો મોહીની બસ કર ! આ વખતેજ હું તને યમસદનમાં પહોંચાડું પણ શું કરૂં કે મારા અન્નદાતાની પુત્રી છે એટલામાં લક્ષ્મીચંદ આવતા હતા તેમણે સાંભળ્યું તેથી બોલ્યા બેટા મનુ ! આટલો ક્રોધ કેમ ? એટલે પિતાજીને ગુણલક્ષ્મીએ કહ્યું પિતાજી જુઓ આ મોહીની મને કલંક મુકી આપની સાથે મારો છુપો સંબંધ છે એમ મનુંને સમજાવે છે. આ સાંભળી લક્ષ્મીચંદનો મિજાજ હાથથી ગયો ને મોહીનીને ચાર પાંચ ધપ્પા લગાવતા બોલ્યા.

નાદાન નાની છોકરી શી વાત ખોટી આ કરે
સમજાયું મુજને સર્વ એ, દીન થોડામાં મરે
બસ જા હવે જો આજથી તુજ સુખ સુર્યાસ્ત થશે
લગન કરૂં તુજ અન્ય સાથે કેમ તું સુખી થશે.

કહી તેઓ ચાલ્યા ગયા. મોહીની બબડતી ફૂફડતી ગુણલક્ષ્મીને ગાળો આપતી પોતાના ખંડમાં ગઇ મનુ પણ દુકાને ગયો. આ વખતે શેઠ એક ગોરજી મહારાજને વર શોધવા જવા માટે સમજાવતા હતા. ત્યારે બીજી બાજુમાં વેરની આગ સળગેલી હોવાથી મોહીની પેલા સુંદરલાલને મેળવી પિતાનું તથા મનુનું કાશળ કાઢવા વિચાર કરતી હતી હવે કોઇ રીતે સુંદરને મેળવવો એવો નિશ્ચય કર્યો.

બીજે દિવસ સવારમાં મોહીની ઉઠી તે પોતાના ખંડમાં બબડતી ફરતી હતી. અત્યારે તેનો દેખાવ વિક્રાળ વાઘણ સમ દેખાતી હતી. તેણે માથાના વાળ છુટા મુકી જાણે કોઇ ભુંડણી હોય તેવી દેખાતી હતી આંખો ક્રોધથી લાલચોળ બની ગયેલી હતી સ્તન પ્રદેશને ખુલ્લા મૂકી માથા પરના લુગડાને અલગ કરી ચંડીકા સ્વરૂપ ધારણ કર્યું હતું. તે કંઇ બબડતી હતી. તેના કંઇ અર્ધ તુટક શબ્દો સંભળાતા હતા તે નીચે મુજબ હતા.

"બસ હવે ગમે તેમ થાય પણ આવતી કાલે આ ઘરમાં રહેવું નથી" કારણ કે મારા પિતાએ મને જેની સાથે પરણાવવા વિચાર કર્યો છે. તેનામાં જરીયે લ'વનો સ્પર્શ તો જણાતો નથી તેવા બુડથલ બબુચક સાથે રહેવામાં પણ શો સાર છે. મારા પિતાએ એટલો પણ વિચાર કર્યો નહિ હોય કે મારી આવી રૂડી રૂપાળી ને રંગ રાગની રસીયણ પુત્રીને એક ગરીબ અને પૈસાના પુંજારી સાથે પરણાવી મારી બધી આશાઓને અલોપ કરી નાખી. જેને હું પતિ માની પ્રેમ કરવા જાઉં છું ત્યારે તે મારાથી દુર નાસે છે. અમારા બંનેની આંખ એક થતાં તેમની આંખોમાં મરચાં નંખાય છે. જો આમ ઘણો વખત ચાલશે તો ભયંકર પરિણામ આવશે.

જ્યાં પ્રેમ મારો જળ હળે (ત્યાં) મૂર્ખો મળ્યો ભરથાર છે;
જાણે નહિ રંગ રાગ રમવા, બેવકુફ ને સેતાન છે.
પ્રેમ પુર ઉરમાં આવતાં હું ભેટવા જ્યાં જાઉં છું;
ત્યારે ખસી બાધો વળી નીહાળી દુઃખી થાઉં છું.

બસ હવે તેના પ્રત્યે મને તીરસ્કારજ ઉત્પન્ન થયો આના કરતાં તો હું કોઇ બીજા રંગ રાગના રસીયા સાથે પ્રેમ બાંધુ તો મારા ખીલતા જતા યોવન બગીચાની મીઠી ને મઘમઘતી સુગંધનો લ્હાવો મેળવી શકું. બસ, હવે મારૂં ધાર્યું કરીશ. હું આજથી તેની પ્રાણપ્યારી મટી પ્રાણખ્વારી બનીશ. જ્યાં સુધી હું જીવીશ ત્યાં સુધી હું તેને તથા તેની માને સુખે બેસવા નહિ દઉં. હું જોઉં છું કે તે નવી પરણેલી તેની બાયડી સાથે કેવો મઝા માણે છે.

છે આગ સળગી વેરની, એ વેર લેવા વાઘણ થઇશ;
બનીને ઝેરી નાગણ હું પતીને દંશ તો દઇશ.
નહિ સુખે જરી બેસું, ચઢાવ્યાં દુઃખનાં વાદર;
ધરી છે ક્રોધ રૂપી મેં, શરીર પર આજથી ચાદર.

એટલામાં કોઇનાં આવવાનાં પગલાંનો અવાજ સંભળાયો. તે તરફ તેણે જોયું તો તે દિવસે આવેલા સુંદરલાલને જોયો તેને જોતાંજ પાછી તે બબડવા લાગી. એજ ! એજ ! મારો વ્હાલો સુંદર ! કેમ વ્હાલા ? તમો પાછા આવ્યા. સારૂં થયું હું તમારી જ રાહ જોતી હતી.

સુંદરલાલ—સુંદરી તારા માટે તો હું દીનરાત તને મળવાના જ માર્ગ શોધતો ફરતો હતો તો આજે તારો પિતા તથા મનુ બહાર ગયા એટલે લાગ સાધી આવ્યો છું પણ પેલી તારી નવી માતા ઘરમાં છે કે નહિ ?

મોહીની–વ્હાલા તમો જાણો છો કે તેણે રંડાએ આખા ઘરમાં આગ સળગાવી છે ને પિતાને વ્હાલી થઇ મને મરાવી ને પિતાજી મારા પર ગુસ્સે થયા છે. હવે મને તમારો જ આધાર છે.

સુંદરલાલ–વ્હાલી ! જો તારો પ્રેમ મળવાની આશા તું આપતી હોય તો આપણે તે સર્વને ઠેકાણે કરી નાખીએ. પણ તારા આ સૌંદર્યના દીવાનાને ખાત્રીથી વચન આપવું જોઇએ તારા પ્રેમને માટે હું હજારો સંકટો સહીશ. કારણ કે તારા રૂપે મને દિવાનો બનાવી મુકયો છે.

તુજ રૂપને યોવન વળી જાણે બગીચો બહારનો;
વર્ણન કરૂં શું મુખથી પ્રીય સેન્ટના સરદારનો.
ભમર સમ સહુ માનવી તુજ ભમરથી ભરમાય છે
મોહીની–વ્હાલા તારા વિયોગથી આ પુષ્પ ખીલ્યું કરમાય છે.

આવ! આવ! મારા રંગરાગના રસવિહારી તારા મીઠા મધુરા મુખને માત્ર એકજ સું........કહી તેણે ચુંબન કર્યું.

સુંદરલાલ–વ્હાહ ? શાણી આમ હદ ઉપરાંત પ્રેમ ખરેખર હાનીકારક નીવડશે તારો પ્રેમ મારા હૃદયમાંથી જરા પણ હટતો નથી કહી તેણે ટોપી ઉતારી ટેબલ પર મુકી તેની પાસે બેઠેલી મોહીનીને પોતાની નજીક ખેંચી ચુંબન લઇ ખોળામાં બેસાડતો બોલ્યો કેમ પ્રિયા? હવે આમ કેટલા દિવસ ચાલશે શું આપણે સ્વતંત્ર નહી રહી શકીએ. આ સાંભળી મોહીનીએ કહ્યું.

મોહીની–વ્હાલા ! હું પણ તેજ વિચારમાં છું કે હવે મારે કયો માર્ગ કરવો.

સુંદરલાલ-(જાળ બીછાવતાં) વ્હાલી મોહીની તારા શરીરમાં આજકાલ ઘણો ફેરફાર થયેલો જણાય છે તેનું કારણ શું ?

મોહીની–વ્હાલા ! તે સર્વ મારા મુર્ખા થનાર ભરથારનો છે કે જેણે મારા યોવન બગીચામાં પ્રવેશતા પહેલાં જ પ્રેમના દરવાજા બંધ કરી મને કેદ કરી રાખી હતી સારૂં થયું કે આપ જેવા વિલાસી ભમર મળ્યા તો હવે દેહ ટકાવી શકીશ.

મુર્ખો મળ્યો ભરથાર છે યોવન નકામું છે ગયું;
વરસાદ વરસ્યો અતિ ઘણો પણ ચાતક તરસ્યું છે રહ્યું
વ્હાલા કહેતાં વેગળો, ભડકી એ ભાગે બાપડો;
પ્રીતી તણી કરૂં વાત ત્યાં થાયે જરા એ બાપડો.

કહે વ્હાલા આવા અકકલહીણ ધણી સાથે તો જીવન કેમ ગુજારાય.

સુંદરલાલ–પ્રીયા ! શાન્ત થા થોડા જ સમયમાં તેનો માર્ગ કરીશું.

મોહીની–બસ પ્રાણાધાર ! ત્યારેજ આ બળતું ભુલભુલ શાન્ત થશે ત્યારેજ આપણે મનગમતા મોજશોખ મેળવી શકીશું. તો વ્હાલા હવે કયારે મળશો ?

સુંદરલાલ—પ્રીયા આજે બપોરનો હું ચોપાટી પર મળીશ ત્યાં આપ આવશો કહી તે ઉઠી ચાલવા લાગ્યો તેને અચાવતાં મોહીનીએ કહ્યું વ્હાલા શું એમજ જશો.

મોહીની—વ્હાલા વસંતમાં ખીલતા પુષ્પને કરમાવી તમે જઇ શકશો ખરા કે?

સુંદરલાલ—વખત પ્રમાણે વિચાર કરવાથી સૌ સારૂં થાય છે.

મોહીની—નહિ વ્હાલા તેવો વિચાર કરવાની જરૂર નથી.

છે આ બદન તો આપનું ખુશીથી લ્હાવો લીજીએ
બની પોષક તમે આ બાગના, પ્રેમ પાણી સીંચીયે

હું આજથી થઇ છું તમારી ને તમે મુંજ પ્રાણ છો
છોડીશ નહિ તમને હવે સાચું હૃદયથી જાણશો.

કહી તેને ભેટી પડી થઇ ચુક્યું પૈસાદારનાં સંતાનો વ્યભિચાર એ તો પોતાના મનને એક રમત માને છે. પ્રેમ પંખીડું પીંખાયું ને ઘણા દિવસનું બળતું બુલબુલ શાન્ત થયું સુંદરલાલ ચાલતો થયો. તેના ગયાને થોડો સમય થયો હશે ત્યાં મનુ દુકાનેથી આવ્યો કપડાં ઉતારી જમવા માટે ગયો ત્યાં ગુણલક્ષ્મીએ મોહીનીની તમામ વાત તેને જણાવી. આથી

બળતા હૃદયે તેણે ખાધું ન ખાધું કરી દુકાને ગયો આજે જલદી દુકાને મનુને આવેલો જોઇ લક્ષ્મીચંદે પુછ્યું બેટા! કેમ જલદી આવ્યો. મનુએ કહ્યું પિતાજી! આજકાલના વાતાવરણ ઉપરથી ઘરમાં રહેવું ગોઠતું નથી. લક્ષ્મીચંદ સમજી ગયા કે જરૂર મોહીનીનું કાવતરૂં હશે. ચાલ ઘેર જઇ ગુણલક્ષ્મીને પુછું તો સર્વ હકીકત મળશે એમ વિચાર કરી તેઓ ઘર તરફ ગયા ને ગુણલક્ષ્મીને બોલાવી પુછ્યું ગુણલક્ષ્મીએ સર્વ બીના કહી સંભળાવી સાથમાં તેઓ સાંજના ચોપાટી પર મળશે તેવું જણાવ્યું તેથી શેઠ કંઇપણ બોલ્યા શીવાય જમી ચાલ્યા ગયા.

સાંજના ચાર વાગતાં મોહીની ગાડી લઇ ચોપાટી પર ફરવા જવા માટે નીકળી તે ચોપાટી પર આવી તો સુંદરલાલ પણ ચોપાટી પર હાજર હતો એટલે બંને હાથેહાથ પકડી ફરવા લાગ્યાં એટલામાં એક બીજી મોટર ત્યાં આવી તેમાં લક્ષ્મીચંદ શેઠ તથા એક પોલીસ અમલદાર જેવા જણાતા ગૃહસ્થ હતા તેઓ પણ મોટરમાંથી નીચે ઉતરી દુર જતાં પ્રેમી પંખીઓને જોઇ આ પારધીએ પકડવા માટે તે તરફ જવા માંડયું તેઓ બંને પ્રેમીઓ એક ગુપ્ત જગ્યામાં પ્રાવેસ્યાં તેમની પાછળ આ અમલદાર અને લક્ષ્મીચંદ પ્રવેશ્યા. તેઓની

પ્રેમાલીંગનની બાજી પથરાઇ ત્યાં પોલીસ અમલદારે સુંદરલાલને પકડી લીધો ને ત્યાં ફરતા પોલીસને સ્વાધીન કર્યો ને તેને જેલમાં લઇ જવા જણાવ્યું બાદ તેઓ ચાલ્યા ગયા મોહીની બળતા હૃદયે ઘર તરફ આવી હવે શું થશે તે વિચાર કરવા લાગી. વાંચક તેને રહેવા દો એ તો પૈસાદારની પુત્રીઓનાં એવાંજ કામ હોય છે. કેટલાંના પ્રાણ પણ લે છે ને કેટલાંને જેલમાં પણ નખાવે છે.

પેલી તરફ સુંદરલાલને જેલમાં નાખ્યા પછી બીજે દિવસે તેને કોરટમાં હાજર કરવામાં આવ્યો. માજીસ્ટ્રેટ આગળ કેસ ચાલ્યો પેપરોનાં કોલમો ભરાવા લાગ્યાં પૈસાદારની પુત્રી મોહીનીનો ચકચાર ભર્યો કેસ ઘણા દિવસ તે કેસ ચાલ્યો માજીસ્ટ્રેટે તેને છ માસની સજા ઘરફાડના ગુન્હા માટે કરી. બીચારો સુંદરલાલ ઘરની પત્ની તજી પૈસાદારની પુત્રી સાથે પ્રેમ કરતાં જેલ જાત્રા ભોગવવી પડી. આ તરફ શેઠ ઘેર આવી મોહીનીને બોલાવી મોહીની શરમાતી આવી ઉભી રહી.

લક્ષ્મીચંદ–કેમ છોકરી આખરે મારા નામને બુડાવા માટે આ રસ્તો ગ્રહણ કર્યો. ધીકકાર છે તને કે જરા પણ વિચાર ન કર્યો. શું કરૂં કે તું એક નારી છે નહિતો તને અત્યારેજ

યમસદનમાં પહોંચાડી દઉં જા ! જા ? આજથી મારા ઘરમાંથી બહાર નીકળ તારૂં કાળું કર ? મોઢીની બોલ્યા ચાલ્યા સિવાય બહાર ચાલી ગઇ વાંચક હવે તેને જવાદયો ને આગળ પર વખત મળે તેને જોઇશું પણ હાલતો એટલુંજ જાણજો કે તે જરાવાર અબળા પોતાના કર્મોનો પશ્ચાતાપ કરતી દિવસ નિર્ગમન કરતી ફરશે પણ આપણે હવે નવીન દંપયતિને તપાસી આપણી વાર્તાને ટુંકાવી નાખવા માટે ટુંકાણમાં પતાવી દઇશું.



# પ્રકરણ ૧૯ મું

## સંસાર કે સ્વર્ગ

નારી મળે સુલક્ષણી તો સંસાર સ્વર્ગ સમ જાણવું;
સુઘડ મળે જો સુંદરી તો પ્રેમ સુખને માણવું.

જેમ સુર્યના અસ્ત પછી આખું જગત શાન્તતા મેળવે છે ને ચંદ્રમાની ચાંદનીની રાતમાં આનંદ મેળવે છે તેમ મોહીનીના ગયા પછી ને શુશીલાના આવ્યા પછી મનુ આનંદ માણવા લાગ્યો. આજે શુશીલા સાસરે આવી તેથી સર્વેને આનંદ થયો ને આનંદમાં આખો દીવસ પસાર થયો રાત્રી પડી સર્વે સુવાના સ્થળે ગયાં ત્યારે એક ખંડમાં શુશીલા તથા મનુ બંને ઇલેકટ્રીક પંખા નીચે ઇલેકટ્રીક બત્તી સળગતી મુકી ઘણા દિવસના છુપા રહેલા પ્રેમાલાપને જાગૃત કરી રહ્યાં હતાં. શુશીલાએ કહ્યું.

શુશીલા—વ્હાલા ? મોહીની બેન કેમ જણાતાં નથી ?

મનુ–પ્રીયા ? તેના કર્મોએ તેને મકાનમાંથી દુર કરી કહી સર્વ હકીકત સંભળાવી. શુશીલાને આ સર્વ વાત સાંભળી મોહીનીની દયા આવી તેથી તેને શોધખોળ કરી મકાનમાં રાખવા વિનવવા લાગી.

શુશીલા–શું બીચારી પૈસાદારની પુત્રી તે આમ રખડતી ભીખારણ બની ગઇ.

મનુ–તેના કર્મની સજા મળી ચુકી.

જેવું કરે તેવું ભોગવે એ છે જગતનો કાયદો;
ખાડો જે ખોદે હાથથી તેમાં ન થાયે વાયદો.

તેની માફક તે કંઇ રખડતી હશે હવે તેની કયાં તપાસ કરવી. ચાલો હવે વધુ રાત્રી વિતાવવામાં શો ફાયદો કારણ કે જ્યારે તેના પિતાએ તેને કાઢી મુકી તો આપણે શું કરીએ કહી તેઓસુઇ ગયાં. બીજે દિવસે પ્રભાતે તેઓ ઉઠયાં ને દાતણ કરવા માટે અગાસીમાં બેઠાં ત્યાં શુશીલાની નજરે એક દ્રશ્ય પડયું તે જોઇ તેને દયા આવી. તેણે જે રખડત્તી બાઇને જોઇ તેના શરીર પર એક ફાટલું વસ્ત્ર ને ટાઢથી ધરૂજતી હતી. તેથી તેને બોલાવા માટે નોકરને મોકલ્યો. નોકરે આવી તે બાઇને બોલાવી કહ્યું, ભલી બાઇ ચાલ તને બાઇ સાહેબ બોલાવે છે

એટલે મોહીની બીજાગણે આવવા માટે ના કહ્યું. તે સાથે તેણે જણાવ્યું કે ભાઇ તું મને નથી ઓળખતો ? પણ હું તમોને ઓળખું છું. આ મકાનની માલીક હું હતી પણ પાપીઓની પ્રપંચ જાળમાં ફસાઇ મને ઘર બહાર કાઢી એવા અધર્મી માણસના મકાનમાં આવવામાં હું પાપ માનું છું.

નહી જ્યાં પાપ કે પુન્યે, તહી ના ધામમાં જાવું;
નહીં જ્યાં પ્રેમ નયનોમાં, બળ્યું ત્યાં રાંધણું ખાવું.
ભલે ભુખે મરૂં ભટકી, છતાં ના ધામ એ આવું,
તજ્યું પાત્ર આવું તે બળ્યું તે પાત્રમાં ખાવું.

કહી તેણે આગળ ચાલવા માંડયું. શુશીલા આ સઘળું સાંભળતી હતી તેથી તેને દયા આવી ને બારીએથી એક કંઠી ગળામાંથી કાઢી તેના જવાના માર્ગમાં નાખી. ને અંદર છુપાઇ જોવા લાગી. મોહીની આગળ ચાલવા લાગી ચાલતાં ચાલતાં માર્ગમાં કંઠી પડેલી જોઇ તેણે હાથમાં લીધી ને આજુબાજુ નજર કરી પણ કોઇ જતું આવતું જણાયું નહી આથી તે ઉંચે મકાનો ઉપર નજર કરી તો પોતાના મકાન પર પોતાની શોકયને બારીએ પોતાની તરફ જોતી જોઇ સુશીલાએ તેને બોલાવવા માટે હાથ લાંબો કર્યો પણ મોહીનીએ ત્યાં આવવા ના કહ્યું ને પેલી કંઠી પાછી આપવા માટે તે તે

મકાન તરફ આવવા લાગી. એટલે સુશીલા નીચે આવી ને તેને કહેવા લાગી મોહીની બેન તમે ખુશીથી તમારા ઘરમાં રહો કારણ કે હવે અમે થોડા સમયમાં અહીંથી જવાનાં છીએ. પણ મોહીનીએ ભલે તમારે જવું હોય તો જજો એમ કહ્યું. ને પોતે વિદાય થઇ.

આ તરફ લક્ષ્મીચંદ શેઠ ખાટલે પડયા. તેમની માંદગી વધતી જતી ચાલી. ઘણી ઘણી દવાઓ કરવા છતાં લક્ષ્મીચંદને આરામ થયો નહિ ને આખરે વીલ પોતે મનુને અર્પણ કર્યાનું જણાવી યમપુરમાં ચાલ્યા ગયા. તેમના મરણના સમાચાર આખા શહેરમાં તથા પેપરોમાં ચર્ચાઇ. જાણીતા શેઠ લક્ષ્મીચંદનું અવસાન થયું આખા શહેરમાં હડતાળ પડી તેમના મૃતદેહને અગ્નીદાહ દીધા બાદ તેમની ક્રિયા પાછળ ઘણો ખર્ચો કર્યો પછી મનુએ તેમનો વેપાર ચાલુ રાખ્યો ને સઘળી જવાબદારી પોતાના શીર પર લીધી હવે મનુને એમ થયું કે આપણે ઘણા વખતથી પોતાના વતનમાં ગયા નથી તો એક વખત આપણે આપણા ગામ જઇ પીતાની ગુમાવેલી તમામ સંપત્તિ પાછી મેળવવી. એમ વિચાર કરી તે તથા ગુણલક્ષ્મી અને સુશીલા સર્વે મણીપુર આવ્યાં આખા ગામમાં વાર્તા ફેલાઇ કે ધનપાળશાહના પુત્ર રતનલાલનો છોકરો મનુ આજે જે ભીખારી હતો તે ધનવાન

બની ગામમાં આવ્યો છે તેણે ગામમાં આવી ક્યાં ઉતરવું તેની સમજણ ન પડી પણ તરત જ યાદ આવ્યું કે પોતે જે શેઠને ત્યાં નોકર હતો તે શેઠની દુકાન પર ગયો. શેઠે તેને આવકાર આપી બેસાડયો પણ મનુ પોતાનું માન સાચવવા માટે ગાદી તકીયે નહીં બેસતાં જમીન પર સાદડી ઉપર બેસવા ગયો ત્યાં શેઠે તેને ઉઠાડતાં કહ્યું ધન્ય છે મનુ તારી સાદાઇ અને વિનયતાને! કહી તેને પોતાની પાસે ગાદી તકીયે બેસાડયો. બંને વાર્તાલાપ કરવા લાગ્યા. ગુણલક્ષ્મી તથા સુશીલાને ઉપર જવા માટે નોકરને કહી મોકલ્યો તે ઉપર લઇ ગયો ત્યાં તેમની સ્ત્રી બેઠાં હતાં ત્યાં સર્વે મળ્યાં શેઠાણીને પણ મનુની આવી ઉંચી ધનાઢયની સ્થિતિ જોઇ આનંદ થયો. બાદ મનુએ શેઠને જણાવ્યું કે મારા પિતાજીની તમામ સંપત્તિ પાછી મેળવવાના ઇરાદાથી હું અહીં આવ્યો છું. શેઠે તમામ મિલકત મેળવવામાં મદદ કરી ને મકાન સિવાય બાકીનું સર્વ દાગીના વિગેરે તથા પિતાના માગનારા સર્વેને હિસાબ ચુકતા આપ્યા. આમ કરવામાં તેમને ત્રણ લાખ રૂપીઆનો ખર્ચ થયો. આખા ગામમાં વાત ચર્ચાઇ કે રતનલાલનો છોકરો કેવો કે બાપનું દેવું પણ તેણે આજ કેટલાં વર્ષોએ ચુકાવ્યું ગામના ઘણા માણસો મનુનો દાખલો પોતાનાં છોકરાંને આપતા આમ મનુએ પોતાની નામના તથા પિતાના નામને ઉજ્વળ કર્યું હવે બંગલો રાખવા માટે તેણે તપાસ કરી તો જેમને ત્યાં બંગલો હતો તેને

પાંચલાખ રૂપીઆ આપી બંગલો છોડાવ્યો. આજથી કેટલાં વર્ષો પહેલાંની પોતાના બાપની જાહોજલાલી આજે પાછી છોકરે મેળવી. હવે મનુનો સંસાર સ્વર્ગ સમાન ઉજ્વળ ચાલવા લાગ્યો. ગુણલક્ષ્મી તથા શુશીલા પોતાના મકાનમાં રહેવા લાગ્યાં. ગુણલક્ષ્મીએ પોતાની સર્વ હકીકત પોતાની પુત્રવધુને કહી સંભળાવી પોતાના સ્વામીએ ઉઠાવેલા અત્યંત સંકટ તથા કાર્યદક્ષતા અને સમય પરની છાંયડી સાંભળી તેના મનમાં મનુ માટે વધારે પ્રેમ જાગૃત થયો ને પોતાના ભાગ્યને ધન્ય માનવા લાગી કે આવો ભરથાર પામી. હવે સુખરૂપે સંસાર તેમનો ચાલતો જોઇ આપણે પણ આનંદથી આગળ ચાલીએ ને રમણલાલના પિતા માણેકલાલ તરફ વળીએ.

માણેકલાલ શેઠે પોતાના પુત્રને પોતાથી અલગ કરેલો તે માટે હૃદયમાં પસ્તાવો થતો હતો એવું આપણે પ્રથમ જણાવી ગયા છીએ. એ ચીંતામાં હવે વધુ વખત જીવન ટકાવશે નહિ એમ લાગ્યું એટલે તેમણે રમણલાલને પોતાને ત્યાં રાખવો ભલે ન્યાત નાતબહાર મુકે તો તેની પરવા નહિ એવો નિશ્ચય કર્યો ને રમણને બોલાવા માટે નોકર મોકલ્યો રમણલાલ પિતાના હુકમને માન આપી ત્યાં આવ્યો એટલે તેને કાન્તા સાથે પોતાને ત્યાં આવવા જણાવ્યું રમણલાલ કાન્તાને લઇ પિતાની બીલ્ડીંગમાં રહેવા માટે આવ્યો ને પાછો પ્રથમ માફક પોતાનો વેપાર ખેલાવવો શરૂ કર્યો. અત્યારે તે પૂર્ણ સુખી બન્યો હતો ન્યાત

વાળાઓએ તેનો ચાર હજાર દંડ કરી પાછો ન્યાતમાં લીધો ને પાછો પ્રથમ માફક વહેવાર શરૂ કર્યો કાન્તા પોતાના ભત્રીજાને મળવા માટે મણીપુર ગઇ ત્યાં પોતાની ભોજાઇને મળી પોતાની ભુલ બદલ માફી માગવા લાગી ભાભી મારા થયેલા ગુન્હા બદલની હું આપની પાસે ક્ષમા માગું છું કહી તે ભાભીને પગે પડવા લાગી પણ ગુણલક્ષ્મીએ તેમ કરતાં અટકાવીને ઉભી કરી સહર્ષથી ઘણા દિવસનાં વિયોગી નણંદ ભોજાઇ પાછાં ભેટયાં વાંચક આપણે પણ તેમના આનંદમાં આનંદ માની આપણી વાર્તા અહીંજ સમાપ્ત કરી વિરમીશું.

શાન્તિ: શાન્તિ: શાન્તિ:



નવીનભાવથી ઝળકતી-હાસ્ય-શૃંગાર-કરૂણા-વીર
અને અદ્ભુતરસથી ઉભરાતી-કલ્પીતવાર્તા.

# સાત સુંઢનો હાથી

એકજ ભાગમાં સંપુર્ણ વારતા. કી. રૂ. ૧॥

સ્વર્ગ, મૃત્યુ અને પાતાળના ભેદી બનાવો-અદ્ભુત ઝાડ-અપ્સરાઓનું આગમન-કાળીમાતાનું વરદાન-બાળ રાજકુંવરનું હાથી સાથે ભયંકર યુદ્ધ-નાગ લોકના રાજ્યમાં ચાલતા કાયદા-રાક્ષસની સાથે યુદ્ધ-દીવ્ય સુંદરીની મુલાકાત-હાથીનું મૃત્યુ-રાજકુંવરીનાં લગ્ન-બારવટીઆએ રાણીનું કરેલું હરણ-અદ્ભુત ચમત્કારો જાણતી ડોશીએ રાજકુમારને બનાવેલો વાછડો-રાણીની મુદ્રાથી પાપનો પ્રકાશ રાજકુંવરે ઉદ્ધારતાંથી પ્રજાને આપેલું સ્વરાજ્ય વીગેરે એકએકથી વધુ ભેદ ભરેલાં પ્રકરણો વાંચતાંજ ગમે તેવા દુઃખી માણસ પણ આનંદમાં ગરકાવ થઈ જાય છે.

દરેક ગામના પ્રખ્યાત બુકસેલરો વેચે છે.

ગુજરાત ફીનીક્ષ પ્રી. વર્કસમાં છાપ્યું.